થાય છે અને બહુ રાગ વડે ઉદ્વેગ કરવાથી મૃત્યુને શરણ થવાય છે. તે પણ આવા રાગની અંદર અંતર્ભૂત થાય છે. આ ત્રણે પ્રકારના અધ્યવસાય આયુને તોડી નાંખે છે.

૨. બીજો ઉપક્રમ નિમિત્ત–દંડ, શસ્ત્ર, રજ્જુ, અગ્નિ, પાણી, ઝેર સર્પ, શીત, ઉષ્ણ, અરતિ, ભય, ક્ષુધા, તૃષા, ઘસાવું. પીલાવું ઇત્યાદિ નિમિત્તથી આયુ ત્રુટી જાય છે.

જેમ કોઇને માથામાં દંડ વાગ્યો ને તે મૃત્યુ પામ્યો. રૂદ્રદેવે અગ્નિ શિખા નામની પોતાની સ્રીને માથામાં દંડ મારવાથી તે મરણ પામી, તેની જેમ કોઇ શસ્ત્ર લાગવાથી યુદ્ધાદિકમાં મરણ પામે કોઈ ગળે દોરડાનો ફાંસો ખાઈ મરણ પામે, કોઇ અગ્નિથી બળીને, કોઇ જળમાં ડુબીને, કોઇ ઝેર ખાઈને, કોઇ સર્પ કરડવાથી, કોઈ શીતથી, કોઇ ઉષ્ણતાથી, કોઇ ક્ષુધાથી કોઈ તૃષાથી વિગેરે નિમિત્તો પામીને મરી જાય છે. આ નિમિત્તો આયુને તોડી નાખે છે.

૩. આહાર—અતિ ઘણો આહાર કરવાથી અજિર્ણ થઇ જાય છે ને તેથી આયુ ત્રુટી જાય છે.

૪. વેદના—નેત્રાદિમાં શૂલાદિ વિગેરેની ઉત્કટ વેદના થવાથી આયુ ત્રુટે છે.

૫. પરાઘાત—વિજળી આદિના પરાઘાતથી આયુ ત્રુટી જાય છે.

૬. સ્પર્શ—શરીરને વિષે તેવા પ્રકારના ઉત્કટ ઝેરનો સ્પર્શ થવાથી અથવા સર્પાદિકના સ્પર્શથી આયુ ત્રુટી જાય છે. જેમ બ્રહ્મદત્ત ચક્રવર્તિ મરી ગયા પછી, તેના પુત્રે સ્રીરત્ન પાસે ભોગની પ્રાર્થના કરતાં તેણે કહ્યું કે:–' મારો સ્પર્શ તું નહિ સહન કરી શકે, જો નને ખાત્રી કરી આપું. ' એમ કહી

પાતાલસુંદરીએ જયંતસેન રાજાને મારી નાંખવા ઝેર દીધું છતાં ભોંયરામાંથી બહાર નીકળ્યો કે ઉલટી થઈ, ઝેર નીકળી ગયું. ચરમશરીરી હોવાથી નિરૂપક્રમ આયુ ન તુટયું.

ભીમસેનને દુર્યોધને ઝેર દીધું હતું છતાં કાંઇ ન થયું.

કંડુ રાજાને દેવીએ પર્વતમાં પછાડયા છતાં ચરમશરીરી હોવાથી મરણ ન પામ્યા.

આયુ જેટલું બાંધ્યું હોય તેમાં એક મીનટ વધે નહિ, પણ ઘટે ખરૂં તે ચોક્કસ સમજવું. તો પછી આવા શંકાશીલ આયુ ઉપર હે આત્મા ! વિશ્વાસ રાખીશ નહિ. આજ આનંદથી તું બેઠો હોય તો પણ ચોક્કસ જાણજે કે, આવતી કાલની સવાર તો દૂર રહી પરંતુ બપોર જ્યારે દેખે ત્યારે ખરો. જે શાસ્ત્રકાર ભલામણ કરે છે કે,-ધર્મ કરવામાં વિલંબ નહિ કરવો:—

जं कल्ले कायव्वं, तं अज्जं चिय करेह तुरमाणा ।
बहुविग्घो हु मुहुत्तो, मा अवरन्हं पडिक्खेह ॥१॥

મનુષ્ય ચિંતવે છે; કે, કાલે ધર્મ કાર્ય કરીશું, પરંતુ કાલ કોણે દીઠી છે ? કાલે શું થશે ? માટે હે ભવ્યો ! કાલે કરવાનું હોય તે આજેજ વિલંબ રહિત કરી લો, જરાપણ ઢીલ કરશો નહિ. ધર્મ કાર્ય કરવામાં એક મુહૂર્ત પણ વિઘ્નવાળું થઈ પડે છે તેથી પાછલા પહોરમાં કરવાનું હોય તે પણ પેલા પહોરમાં જ કરી લો, કારણ જે કદાચ આયુ પુરૂં થઈ રહ્યું તો પાછલા પહોરમાં કેવી રીતે ધર્મ કરશો ?

ઘણા જીવો સવારમાં આનંદ કરતા દૃષ્ટિગોચર થાય છે અને તેજ દીવસે તમામ રિદ્ધિસિદ્ધિ કુટુંબ પરિવાર સુદ્ધાં પરલોકમાં ધર્મ વિના દુર્ગતિમાં રીબાય છે. જુઓ યશોધરનો જીવ પોતાના નવમા ભવે સુરેન્દ્રદત્ત સંજમલેવાની ભાવના-

અંગીકાર કરૂં અને મારા આત્માને આ સંસારની રખડ પટ્ટીથી બચાવી શુદ્ધ કરૂં. વળી તે સમ્યક્ દ્રષ્ટિના સહવાસમાં જે કોઇ આવે તેને પણ સાચો માર્ગ બતાવવા પ્રેરણા કરે છે. કૃષ્ણ મહારાજે પોતાની પુત્રીઓને સંજમ અપાવી સુખી કરી આધુનિક સમયમાં પણ કેટલાયે ઉત્તમ જીવો પોતાના પુત્ર પુત્રી વિગેરેને જલદી મોક્ષ નગરમાં પહોંચાડવા માટે ત્યાગ ધર્મમાં જોડે છે. (દીક્ષા અપાવે છે) વળી સંજમમાં સ્થિર થવાની ભલામણ કરે છે આનું કારણ એટલુંજ કે સમકિત દૃષ્ટિ જીવ વીતરાગના વચનથી જાણે છે જે આ સંસાર દુઃખનો દાવાનળ છે અને મોક્ષ અનંતસુખનો દરીયો છે. આ પ્રમાણે વીતરાગના વચનથી જાણીને સંસારને છોડવાનીજ અભિલાષા રાખે છે. કદાચ સર્વથા ન છુટી શકે તો દેશથી પણ છોડીને દેશવિરતિ બને છે અને ચારિત્રના પરિણામવાલો હોય છે. શ્રી હેમચંદ્રસૂરિ મહારાજ કૃત યોગશાસ્ત્રની ટીકામાં કહ્યું છે જે:-

सर्वविरति लालसः खलुदेशविरति परिणामः
यति धर्मानुराग रहितानां तु गृहस्थानां देशविरतिरपि न सम्यक्

દેશવિરતિનો પરિણામ પણ નિશ્ચિતપણે સર્વવિરતિની લાલસાવાલો જ હોય છે. એટલે જે ગ્રહસ્થોને મુનિધર્મ ઉપર અનુરાગ નથી તેઓની દેશવિરતિ એટલે અણુવ્રતાદિકને ધરવા સ્વરૂપ શ્રાવકપણુ પણ સાચુ નથી. પરમાત્મા મહાવીરદેવના ઉપાસક બનવાનો જે દાવો રાખે છે તેવા જીવોયે તો નીચે બતાવેલ મહાવીર પ્રભુના વચનો પોતાના હૃદયમાં બરાબર ઉતારવાં પડશે. જુઓ પરમાત્માના વચનો.

श्लोक भो भो देवाणु पिया मिमे भवकाणणेपरिभमंता
दुह दावानलतत्ता जइवंछहसासयं ठाणं १

तचोय दुल्लहंइह अहिण पंचिंदियं जए सव्वं
तम्मिवि निरोगत्तं तल्लाभे दीह माऊंच २
अह दुल्लह धम्ममइ तो गुरु जोगंमि धम्म सवणंच
एयंमि वि सद्दहणं तओयं जिणदेसिया दिक्खा ३
तापत्तोए समए मणुयत्ताइण दुल्लहोलाहो
इक्कं जिणंद दिक्खं दुक्खक्खय कारणं मुत्तुं ४
धन्ना जयम्मि जेहिं पत्तावालत्तणे वि जिण दिक्खा
जम्हाते जीवाणं न कारणं कम्म बंधस्स ५

અર્થ:—સમુદ્રમાં પડેલા રત્નની માફક જીવોને મનુષ્ય પણુ અતિશય દુલ્લભ છે તેમાં પણુ આર્યક્ષેત્ર તે પછી શુધ્ધકુલ અને શુધ્ધજાતિ દુલ્લભ છે ૧ અને તે પછી પંચેન્દ્રિયોયે કરીને પૂર્ણ એવુંરૂપ આજગતમાં દુલ્લભ છે તેમા વળી નિરોગી પણું દુલ્લભ છે નિરોગી પણુ મળ્યા છતાં પણુ દીર્ઘાયુષની પ્રાપ્તિ દુલ્લભ છે ૨ એ તમામ મળ્યા પછી પણુ ધર્મની મતિથવી દુર્લભ છે ધર્મની મતિ થયા છતાં ગુરૂનો યોગ થવો દુર્લભ છે. ગુરૂનોયોગ થયા છતાં ધર્મનુ શ્રવણુ થવુ દુર્લભ છે અને ધર્મનુ શ્રવણુ થયા છતાં તેના ઉપર શ્રધ્ધા અને શ્રધ્ધા થયા છતાં શ્રી જીનેશ્વર દેવોયે ફરમાવેલી દીક્ષાની પ્રાપ્તિ થવી. દુર્લભ છે ૩ મારૂ સદ્ભાગ્ય છે જે આસમયમાં દુઃખના ક્ષયમાં કારણુભૂત એવી એકજીન દીક્ષાને મુકીને મનુષ્ય પણા આદિનો દુર્લભ લાભ મને થયો છે ૪ આ જગતમાં તે આત્માઓને ધન્ય છે કે જે આત્માઓ બાલ પણાની અંદર જીન દીક્ષાને પામ્યા છે કારણુ કે તે આત્માઓ જીવોના પ્રત્યે કર્મ બંધનના કારણુ રૂપ થતા નથી–૫ આ પ્રકારની ભાવના કર્યા પછી. અને બાલ દીક્ષિતોના ગુણુ ગાયા પછી

પહોંચ્યા. જ્ઞાનીનું વચન છે જે ચક્રવૃતિ જો સંસાર ન છોડે તો નરકમાંજ જાય. (તત્ત્વાર્થ સૂત્ર અધ્યાય છઠ્ઠો સૂત્ર ૧૬).

बह्वारंम्भ परिग्रहत्वंच नारकस्यायुषः

બહુ આરંભ અને પરિગ્રહપણું એ નારકીના આયુષ્યનો આશ્રવ છે. જ્ઞાનીનાં વચન વીચારતાં ઘણો આરંભ પરિગ્રહ નરકગતિની અસહ્ય વેદનામાં ઉત્પન્ન કરે છે જેથી જે ચક્રવૃતિઓ સમજીને સંસારમાંથી નીકળી ગયા તેજ દુઃખથી મુક્ત થયા ચક્રવૃતિઓને આરંભ પરિગ્રહ અથાગ હોવાથીજ નરકમાં ઉત્પન્ન થાય છે અને સંજમ લેવાથી તે કરેલા આરંભ સમારંભના પાપથી મુક્ત થઈ. મુકિતમાં અગર દેવલોકમાં જાય છે. આથી સિદ્ધ થયું જે જગતમાં ઉત્તમમાં ઉત્તમ અને સુખનું કારણ આત્માની શુદ્ધિ કરનાર સંજમજ છે બાકી કોઇ નથી. આથી જૈનકુલમાં જન્મેલો પ્રભુ મહાવીરનું શાસન પામેલો આત્મા પ્રભુ મહાવીરને માનવાવાલોકદાપી દિક્ષાનો વિરોધ કરીશકેજ નહી. અને વિરોધ કરે તો પ્રભુ મહાવીરને નથી માનતો એમજ સમજાય તે ખુલ્લે ખુલ્લું છે. ભલે બાળ હોય કે યુવાન હોય કે વૃદ્ધ હોય પરંતુ. અનંતકાળની રખડપટ્ટીનો નાશ કરનાર જે સંજમ તે લેવાને તમામ અધીકારી પ્રભુ મહાવીરે સિદ્ધાંતમાં કહ્યા છે. ભગવતી સૂત્ર પ્રમુખ સિદ્ધાંતમાં આઠ વરસે સંજમ લઈ ઓછામાં ઓછું ૧ વરસ ઉત્કૃષ્ટામાં ઉત્કૃષ્ટ ક્રોડ પૂર્વથી કંઇક ન્યૂન સંજમ પાળી કેવલજ્ઞાન પામી મોક્ષમાં ગયાની હકીકતો અનંતજ્ઞાનીઓએ બતાવી છે. કેટલાયે ઉત્તમ જીવો પરલોકથી ચવી લઘુ વયમાંજ વૈરાગી બનેલા ગીતને વિલાપ સમાન નાટકને કાયકલેશ સમાન ભોગોને રોગ સમાન સ્ત્રીઓને નાગણી સમાન ગણી ઉત્તમ ચારિત્ર પાત્ર બની આત્માની.

કર્યો. પુરોહિતને પુત્ર નહી હોવાથી મુનિવરોને' પુછયું. હે પૂજ્યો અમારે પુત્ર થશે કે નહી થાય આ પ્રશ્ન સાંભળી મુનિરૂપ ધારણ કરી આવેલા દેવતાયે કહ્યું હે પુરોહિત તમારે બે પુત્રો થશે તે સારી મતિવાલા થશે અને તે બંને જગતને પૂજનીક એવી દિક્ષાને અંગીકાર કરશે. તે દીક્ષા લેવા તૈયાર થાય તે વખત તમારે તેને અંતરાય નહી કરવો કારણ કે તે ઘણા જીવોને પ્રતિબોધ કરશે.

આ પ્રમાણે કહી બંને દેવતાઓ ચાલ્યા ગયા દેવલોકમાંથી ચવિને પુરોહિતની સ્ત્રી યશાના ગર્ભપણે ઉત્પન્ન થયા પોતાની સ્ત્રીને' ગર્ભવતી દેખી ભૃગુને મુનિનું વચન યાદ આવ્યું ભૃગુ વિચાર કરે છે જે મારે પુત્રો તો થશે પરંતુ બાળવયમાંજ દિક્ષા લેશે માટે એવી ગોઠવણ કરૂં જે મારા પુત્રોને જીંદગીભર મુનિયોનું દર્શનજ ન થાય મોહના પ્રતાપે નિશ્ચય કરી પોતાનું ઇષુકાર નામનુ નગર છોડી પોતાની ભાર્યાને લઈ કોઈ ગામડામાં જઈને રહ્યો. મોહરાજાનો કેટલો પ્રબળપ્રતાપ છે કે જે પોતાનું શ્રાવકપણું ભુલી જઈ નહિ કરવાનું કાર્ય કરે છે.

ગામડામાં પુત્ર યુગલને યશાયે જન્મ આપ્યો. અનુક્રમે વૃદ્ધિ પામ્યા માતાપિતા વિચારે છે જે કદાચ અહીં સાધુ આવી ગયા ને જો પુત્ર દેખશે તો દિક્ષા લઇ લેશે માટે સંગજ ન કરે તેવી ગોઠવણ કરીએ. પુત્રોને માતાપિતા કહે છે જે હે પુત્રો, મુંડ અને દંડને ધારણ કરનારા નીચી દ્રષ્ટિથી ચાલનારા મુંડાઓ બાળકોને પકડી એકદમ મારી નાંખે છે અને નિર્દય એવા તેઓ રાક્ષસની માફક મારી નાંખેલા બાળકોનું માંસ ભક્ષણ કરે છે. તે કારણથી તે સાધુઓ પાસે તમારે જવું નહિ ને તેનો વિશ્વાસ પણ તમારે ન કરવો મોહથી મૂઢ બનેલા અને જ્ઞાનચક્ષુ નષ્ટ થયેલાં માતાપિતાએ

કુમારને વૈરાગી બનેલા જોઈ કુમારનાં માતાપિતા તથા નગરનો રાજા રાણી વીગેરે વૈરાગ્ય પામી સંજમનો સ્વીકાર કર્યો અને સજમમાં વીર્ય ફોરવી નિરતિચાર ચારિત્ર પાળી કેવળજ્ઞાન પામી અનંત સુખનું ધામ જે મોક્ષ ત્યાં પહોંચ્યા જે માતા પિતાઓ મુનિરાજ પાસે પોતાના પુત્રોને મોકલવામાં પણ કટ્ટાં વિરોધિ હતાં તેજ માતાપિતા પુત્રોને સંજમ લેવાની આજ્ઞા આપે છે અને પોતે પણ બંને જણ પારમેશ્વરી પ્રવજ્યા અંગીકાર કરી. આત્મકલ્યાણ કરે છે તેનુ કારણ ચારિત્ર મોહનીય કર્મનો ક્ષયોપશમ થાય છે ત્યારેજ જીવો પોતાના આત્માની શુદ્ધિ કરવા તૈયાર થાય છે આ દૃષ્ટાંતની વિશેષ હકીકત ઉત્તરાધ્યયન સૂત્રના ચૌદમા અધ્યયનમાં ઘણી ઘણી શાસ્ત્રકારે બતાવી છે પરંતુ અહીયાં તો લેશમાત્ર દિગ્દર્શન માત્ર સમજવું આ દૃષ્ટાંતથી આટલુ તો સિદ્ધ થઇ ચુક્યું જે પૂર્વ ભવની આરાધનાયે કરીને જન્મેલા બાળકો પણ નાની ઉમરમાં પણ સંજમના આરાધક બને છે જેથી તેવા ઉત્તમ જીવો પૂર્વની આરાધનાના બળથી આ પંચમકાળમાં પણ આત્મકલ્યાણ કરવા તૈયાર થાય તેમાં કોઇએ આડા આવી અંતરાય ભૂત બની પાપ બંધનમાં ઉતરવું તે કોઇ રીતે વ્યાજબી ન ગણાય જીંદગી કાલ પુરી થઇ જશે એકીલા ચાલ્યા જવાનું છે તે સાચુ છે. અને આવા ઉત્તમ કાર્યમાં અંતરાયભૂત બની બાંધેલુ કર્મ ભવાંતરમાં ભોગવવું પડશે. આવાં આગમનાં વચન ભુલી જવા જેવાં નથી વીતરાગનું શાસન પામેલાં ઉત્તમ માતાપિતાઓ પોતાના બાળકોને ઉન્નતિના શીખર પર પહોંચાડવા લઘુ વયમાંજ સંજમ અપાવી સહાયક ભૂત બની પુણ્યાનુબંધી પુણ્યનાં ભાગી બને

કરશો તો તમે ક્યાંથી સુખી થશો? આ અધિકાર ગૌતમપૃચ્છામાં છે.

આજકાલ કેટલાએ જીવો બીજાને સુખી દેખીને મનમાં બળે છે ને ઈર્ષ્યા કરી પોતાના આત્માને પાપથી ભારે કરે છે. મનમાં વિચારે છે કે, આટલી બધી ઋદ્ધિ સિદ્ધિ એને થઈ ને મારે કેમ નહિ? માટે તેની ઋદ્ધિનો ફેરફાર કરાવી નાખું. આવા વિચાર કરવાથી પાપના બંધન સિવાય બીજું કાંઇ હાથમાં આવતું નથી. કારણ કે સામા મનુષ્યનું પુણ્ય પ્રબળ હશે. ત્યાં સુધી તારાથી કાંઇ થવાનું નથી. ઈર્ષ્યા કરનાર જીવો પોતાનાં શુભ કાર્યનો લાભ ગુમાવી ભવાંતરમાં દુ:ખી થાય છે.તે ઉપર કુંતલદેવીરાણીનું દષ્ટાંત મનનપૂર્વક વિચારી ઈર્ષ્યાથી હે ચેતન દૂર રહી આત્મસાધન કરજે.

## કુંતલદેવી રાણીનું દૃષ્ટાંત.

આ ભરતક્ષેત્રને વિષે ઇન્દ્રની નગરી જેવું અવનિપૂર નામનું નગર છે, તેમાં જિતશત્રુ નામે રાજા છે. તે રાજાને પાંચસો રાણીઓ હતી. તે સર્વે ઉદાર અને પુણ્યકાર્યમાં અત્યંત આદરવાળી હતી. તે સર્વેની મધ્યે કુંતલદેવી નામની પટરાણી માત્ર બહારથીજ શોભતી હતી: બીજી રાણીઓ નિષ્કપટપણે ધર્મ કાર્યમાં તત્પર હતી તેથી તેઓ તત્ત્વથી શોભતી હતી. સર્વે રાણીઓને રાજાની કૃપાથી ઘણી ઘણી સંપદાઓ પ્રાપ્ત થયેલી હતી તેનાથી તેણીએ અદ્ભુત ચૈત્યો કરાવ્યાં. તે ચૈત્યોમાં તેઓએ સુવર્ણાદિકની સુંદર જિનપ્રતિમાઓ સ્થાપન કરાવી. ઉત્તમ જીવોના ભાવ નિરંતર પુણ્યકાર્યમાં વૃદ્ધિ પામતા જ જાય છે. તે ચૈત્યોમાં તે નિરંતર સ્નાત્રાદિક મોટા ઉત્સવો કરવા લાગી, કારણ કે ચૈત્યોમાં મોટી પૂજાઓ કરવામાં આવે તે પોતાને અને અન્યને બોધિબીજનું કારણ છે. તે સર્વે રાણીઓ

**કળીકાળ સર્વજ્ઞ શ્રી હેમચંદ્રસૂરિજીના ઉપદેશથી તિબોધ પામેલા કુમારપાળ રાજાનું સંક્ષેપ વર્ણન.**

૧ સમ્યક્ત્વ મૂળ બાર વ્રત અંગિકાર કર્યા.

૨ ત્રિકાળ જિનપૂજા કરવાનો નિયમ કર્યો

૩ અષ્ટમી તથા ચતુર્દશીના પોષધ ઉપવાસ કરવા.

૪ પારણાને દિવસે દષ્ટિગોચર થયેલા સેંકડો માણસોને યથાયોગ્ય વૃત્તિ આપીને સંતોષ પમાડવો.

૫ સાથે પૌષધ ગ્રહણ કરેલા હોય તેઓને પોતાના આવાસે પારણું કરાવવું.

૬ સાધર્મિક ભાઈયોનો ઉદ્ધાર કરવા માટે એક હજાર સોનામહોર દરરોજ આપવી.

૭ એક વરસમાં એક ક્રોડ સોનામોહોરનું દાન સાધર્મિ ભાઇને દેવું. ( એ પ્રકારે ચૌદ વરસ સુધી ચૌદ ક્રોડ સોના મહોરનું દેવું. )

૮ સાધર્મિ ભાઈઓ પાસેનું અકોંતેર લાખ દ્રવ્ય છોડી દીધું.

૯ નિર્વંશ જનારનું તમામ દ્રવ્ય રાજા ગ્રહણ કરે. પરંતુ આ ધાર્મિક રાજાએ તેવું બહોતેર લાખ દ્રવ્ય મૂકી દીધું

૧૦ સાતસો લહીયાયો રાખીને છ લાખ છત્રીસ હજાર આગમ પુસ્તકો લખાવ્યાં તેમાં દરેક આગમની સાતસાત પરતો સોનાના અક્ષરોથી લખાવી તથા શ્રી હેમચંદ્રાચાર્યકૃત વ્યાકરણ તથા ચારિત્રાદિક ગ્રન્થોની એકવીસ એકવીસ પરતો લખાવી અને વળી લખેલાં પુસ્તકના એકવીસ જ્ઞાન ભંડારો કરાવ્યા.

૧૧ હંમેશાં ત્રિભુવનપાળ દેરાસરજીમાં સ્નાત્ર મહોત્સવ કરવો.

૧૨ શ્રી હેમચંદ્રસૂરિ મહારાજને દ્વાદશાવર્તવંદન કરવું. પછી અનુક્રમે તમામ મુનિરાજને વંદન કરવું.

હજાર કોટીધ્વજ શાહુકારો અને લાખો ગમે બીજા શ્રાવકોના સંઘ સહિત જાત્રા કરી તેમાં દરેક સ્થાને સ્નાત્ર મહોત્સવ ધ્વજારોપણ શ્રી સંઘ વાત્સલ્ય આદિ શુભ કાર્યો કરી ક્રોડો રૂપીયા ખરચી જીંદગી પવિત્ર બનાવી.

૯ **પહેલા વ્રતમાં**—મારી એવો શબ્દ બોલાઇ જાય તો ઉપવાસ કરવો. એક દીવસ ગુરૂ મહારાજ શ્રી હેમચંદ્ર સૂરિજી મહારાજનાં દર્શન કરી વિનય પૂર્વક કુમારપાળ રાજા બેઠા હતા, ગુરૂમહારાજે દેશનાનો પ્રારંભ કર્યો કે વિવેકી પુરૂષોએ વર્ષારૂતુમાં પોતાના સ્થાનમાંથી બહાર જવું નહી કારણ કે વર્ષારૂતુમાં બહુ પાણીને લીધે સર્વ પૃથ્વી જીવાકુલ હોય છે તે ઉપર ઉન્મત્ત મહિષ પાડાની માફક પરિભ્રમણ કરતો માણસ જીવોને હણે છે, શ્રી નેમિનાથ ભગવાનના ઉપદેશથી શ્રી કૃષ્ણે વર્ષારૂતુમાં બહાર જવાનો નિયમ કર્યો હતો તે સાંભળી વિવેકી કુમારપાળ રાજાયે નિયમ લીધો કે આજથી હવે વર્ષાઋતુમાં મ્હારે પણ કોઇ ઠેકાણે બહાર જવું નહી સર્વ ચૈત્યોનાં દર્શન અને ગુરૂ મહારાજનાં દર્શન વિના વર્ષાકાલમાં પ્રાયઃ નગરમાં પણ નીકળવું નહી. આવો અભિગ્રહ આજ કાળના ગ્રહસ્થો પણ થોડા ઘણા અંશે ધ્યાનમાં લેશે તો આત્માને બહુજ ફાયદો થશે.

૧૦ **બીજા વ્રતમાં**—વિસ્મૃત્યાદિથી અસત્ય વચન બોલાઇ જાય તો આયંબિલ વિગેરેનો તપ કરવો.

૧૧ **ત્રીજા વ્રતમાં**—મરી ગયેલ:નિર્વંશીનું ધન ગ્રહણ ન કરવું.

શાકનો નિષેધ તથા રોજ એકાસણું કરવું. પર્વ તીથિઓને દિવસ કાયમ બ્રહ્મચર્ય પાળવું.

૨૭ **આઠમા વ્રતમાં**–સાતે વ્યસનોને પોતાના દેશમાંથી કાઢયા.

૨૮ **નવમા વ્રતમાં**–બન્ને ટંક સામાયિક કરવું. તે સામાયિકમાં શ્રી હેમચંદ્રસૂરિમહારાજ વિના બીજા સાથે બોલવાનો નિષેધ. હમેશાં વીતરાગ સ્તોત્રનું તથા યોગશાસ્ત્રના બાર પ્રકાશનું ગણવું.

૨૯ **દશમા વ્રતમાં**–ચોમાસામાં કટકનું નહિ કરવું. ગીજનીના સુલતાનનું આગમન થયા છતાં પણ નિયમથી નહિ ચલ્યા

૩૦ **અગ્યારમાં વ્રતમાં**—પૌષધોપવાસમાં રાત્રિએ કાયોત્સર્ગ કરતાં મંકોડો પગે ચોંટયો, લોકોએ દૂર કરવા માંડયો છતાં દૂર થયો નહિ, જેથી તેની મરવાની શંકાવડે કરી પોતાના પગની ચામડી ઉખેડીને દૂર મૂકી મંકોડાને બચાવ્યો.

૩૧ **બારમા અતિથિસંવિભાગ વ્રતમાં**—દુઃખી સાધર્મિક શ્રાવક પાસેનું બોતેર લાખ દ્રવ્યનું છોડી દેવું. નિરંતર સુપાત્રમાં દાન દેવું.

આ પ્રમાણે આ મહાભાગ્યશાળી કુમારપાલ રાજાના પુણ્ય માર્ગો કેટલાક લખી શકાય ! પોતે સારી રીતે ધર્મનાં અનુષ્ઠાન વડે કરીને પોતાના આત્માનો ઉદ્ધાર કરી સંસારને તોડી નાખ્યો. ફક્ત બે ભવમાંજ મોક્ષ જાય તેવું અનુષ્ઠાન કર્યું. અને સાધર્મિક ભાઈઓને યથાયોગ્ય દાન દેવા વડે કરી, ધર્મમા સહાય કરવા વડે કરી, તથા કરના મૂકવા વડે કરી, સીદાતાના ઉદ્ધાર વડે કરી, અઢાર દેશમાં અમારી પડહ વગડાવવા વડે કરી, પરોપકાર પણ ઘણોજ કર્યો. જેથી માનવ જીન્દગી ધર્મનાં કાર્યોવડે સફળ કરી મહાન્ પુણ્યાનુબંધી પુણ્ય પ્રાપ્ત કર્યું છેવટ અંત

તેમનું આ સંક્ષેપ ચારિત્ર વાંચી તમામ પ્રકારે ખુબ ધ્યાન આપવા ચુકવું નહી.

ઇતિ કુમારપાળ સંક્ષેપ વર્ણન.

---

## વસ્તુપાલ તેજપાલ વિગેરેનાં શુભ કાર્યો.

શ્રી ધવલકપુર (ધોળકા) ના વીરધવલ રાજાના મંત્રીઓ વસ્તુપાલ તેજપાલે પણ લક્ષ્મીથી અનેક શુભકાર્યો કર્યાં છે. શ્રી આબુજી ઉપર બાર ક્રોડ ને ત્રેપન લાખ દ્રવ્ય ખરચી એવાં તો દેરાસરો કરાવ્યાં કે આધુનિક જમાનાના કારીગરોની દ્રષ્ટિને ગરકાવ કરી મૂકે છે. વસ્તુપાલ તેજપાલે શુભમાર્ગમાં લક્ષ્મી વાપરી તેનું દિગદર્શન સામાન્યથી કરીએ છીએ.

ત્રણ લાખ દ્રવ્ય ખરચીને શત્રુંજયે તોરણ બંધાવ્યું.
ત્રણ હજાર બસો ને બે જીર્ણોદ્ધાર કરાવ્યા.
તેરશેં જિનમંદિર શિખરબંધ કરાવ્યાં.
એક લાખ ને પાંચ હજાર નવિન જિનબિંબ ભરાવ્યાં.
નવસેં ને ચોરાસી પૌષધશાળા કરાવી.
છત્રીસ લાખ દ્રવ્ય ખરચીને પુસ્તકોના જ્ઞાન ભંડાર કરાવ્યા.
ત્રણ લાખ દ્રવ્ય ખરચી ખંભાતમાં જ્ઞાન ભંડાર કરાવ્યા.
સાડા બાર યાત્રા શ્રી શત્રુંજય તીર્થની કરી.
અઢાર ક્રોડ છન્નું લાખ દ્રવ્ય શ્રી શત્રુંજય તીર્થે ખરચ્યું.
અઢારક્રોડને ત્રાસીલાખ દ્રવ્ય શ્રીગીરનારજી તીર્થમાં ખરચ્યું.
બાર ક્રોડ ને ત્રેપન લાખ દ્રવ્ય શ્રી આબુતીર્થમાં ખરચ્યું.
પાંચશેં સિંહાસન હાથીદાંતનાં કરાવ્યાં.
પાંચસેં સમવસરણ કરાવ્યાં.

બંધાવી. વીગેરે સાત ક્ષેત્રોમાં નેવુંલાખ સોનામોહરો ખર્ચીને લ્હાવો લીધો છે.

આ સિવાય ઘણા ભાગ્યશાલી જીવોએ શ્રી શત્રુંજય, ગીરનાર વિગેરે મહા પવિત્ર તીર્થોમાં પોતાની લક્ષ્મી પુષ્કળ ખરચી પુણ્યાનુબંધી પુણ્યને પ્રાપ્ત કર્યું છે. સંવત્ અઢારના સૈકામાં મોતીશા શેઠે શ્રી સિદ્ધાચલજી ઉપર કુંતાસરનો ખાડો પૂરાવી નવીન ટુંક ઉભી કરીને પોતાના યશને જગત્માં ફેલાવી દીધો છે: અને મહાન્ પુણ્ય ઉપાર્જન કરી ગયા છે. આવા ઉત્તમ જીવો જગત્માંથી કાળધર્મ પામી ગયા છતાં નામસ્મરણ રૂપે હજી જાણે જીવતાજ હોય નહિ એમ ધર્મિષ્ઠ જીવોને યાદ આવ્યા જ કરે છે. આ કાળમાં પણ ઘણા ઉત્તમ જીવો પોતાની લક્ષ્મીને દર વરસે સારા માર્ગમાં ખરચી મહા પુણ્ય ઉપાર્જન કરી રહ્યા છે. ત્યારે કૃપણ જીવો લક્ષ્મીનો સંચય કરવામાં જ જીંદગી પૂરી કરે છે અને સંસારની લીલા કરવા માટે હજારો ને લાખોના મહેલો બંધાવી તથા મોટરગાડીઓ ચલાવવા પુદ્ગલાનંદી બની પાપના ભાગી બને છે. પરંતુ જ્ઞાનચક્ષુથી એટલું પણ તપાસતા નથી કે 'પરલોકમાં ગયા પછી તે બંગલામાં હે ચેતન! કયા જીવો લીલા કરશે? મોટરગાડીમાં કોણ બેસશે? પાપના બોજા કોણ ભોગવશે? એટલો વિચાર જ્ઞાનચક્ષુથી જો થાય તો જરૂર સમજ પડે અને શુભમાર્ગમાં લક્ષ્મી ખરચવા તૈયાર પણ થવાય. માટે દરેક ભવ્ય જીવોએ ન્યાયસંપન્નવિભવ પ્રાપ્ત કર્યા પછી પણ લક્ષ્મીને શુભમાર્ગમાં ખરચી જૈન શાસનને દીપાવવું, ભવાંતરનું ભાતું મજબુત કરવું. છેવટ મોક્ષસુખ પ્રાપ્ત થઈ શકે તેવી રીતે શુભ ક્ષેત્રમાં ધનનો વ્યય કરવો. લક્ષ્મી

" આયૂ વર્જીને સાતે કર્મની અંતિમ કહેતાં છેલ્લી
ાકોડી સ્થિતિ પલ્યોપમને અસંખ્યાતમે ભાગે ન્યૂન રહે
કી સર્વ ખપી જાય, ઇહાં ગંઠી સ્થાનક છે.

તે ગંઠી કેવા પ્રકારની છે? અત્યંત દુઃખે કરી ભેદવા
ય કર્કશ વક્ર ગુઢ ગુપ્ત કોઇ ખરીરાદિ કઠિન કાષ્ટની
ક તે જેવી તેવી રીતે ભેદી શકાય નહિ તે ઉપમાવાળી એ
નાદિકાળની જીવને કર્મજનિત ઘન કહેતાં નિવિડ રાગદ્વેષ-
રેણતિ રૂપ ગ્રન્થી છે. તે વજ્રની માફક દુર્ભેદ્ય સમજવી.

જ્યાં ગંઠી છે ત્યાં સુધી આવે તેને પ્રથમ યથાપ્રવૃત્તિ-
ણ હોય, ગ્રન્થી ભેદ થયા. પછી બીજું અપૂર્વકરણ હોય,
ા સમ્યક્ત્વ પુરખ્ખડે કહેતાં સમ્યક્ત્વ પ્રાપ્તવ્યપણે આગળ
ું છે જે જીવોએ એટલે ચોક્કસ સુખ આગળ રહ્યું
તે જીવને ત્રીજું અનિવૃત્તિકરણ હોય.

આ કરણમાં વિશુદ્ધ અધ્યવસાય વડે કરી ઉદયમાં
વેલ મિથ્યાત્વને વેદતો, નહિ ઉદયમાં આવે તેને ઉપશ-
ાવતો, ઉપશમ લક્ષણ અંતર્મુહૂર્ત્ત કાળમાનવાળા અંતકર-
માં પ્રવેશ કરે અંતરકરણના પહેલા સમયે જીવ ઉપશમ
મ્યક્ત્વ પ્રાપ્ત કરે. અંતરકરણનો કાળ અંતર્મુહૂર્તનો
. તેથી ઉપશમ સમ્યક્ત્વ અંતર્મુહૂર્ત કાળપ્રમાણ સમજવું,
પશમ સમ્યક્ત્વમાં રહ્યો છતો જીવ સત્તામાં રહેલ મિથ્યા-
ના ત્રણ પુંજ કરે. જેવી રીતે મદન કોદ્રવા ધાન્ય વિશેષ
તેને ઔષધિ વિશેષ વડે કરી શોધાય છે. તે શોધનાં
ટલાક શુદ્ધ થાય, કેટલાક અર્ધા શુદ્ધ થાય, કેટલાક અશુદ્ધજ
હે છે. એવી રીતે જીવ પણ પરિણામ વિશેષથી મિથ્યાત્વને
ાધે છે, તે શોધનાં થકાં કેટલાંક દળ શુદ્ધ થાય કેટલાંક
ર્ધ શુદ્ધ થાય, અને કેટલાંક અશુદ્ધ જ રહે છે એવી રીતે

ત્વને પ્રાપ્ત કરે છે. પ્રાપ્ત થયું હોય તો વિશેષ નિર્મળ થાય છે. જેથી ભવભીરૂ જીવોએ સમ્યક્ત્વને પ્રાપ્ત કરવા અને પ્રાપ્ત થયા પછી તેને ટકાવી રાખવા સતત્ ઉદ્યમવંત થવું. આગળ ગુણઠાણે ચઢવા શ્રાવકના ત્રણ મનોરથને મનોમંદિરમાં વિચારવા. મનનપૂર્વક ભાવવા તે નીચે પ્રમાણેઃ—

## શ્રાવકના ત્રણ મનોરથ.

૧ કેવારે હું બાહ્ય તથા અભ્યંતર પરિગ્રહનો ત્યાગ ી મારા આત્માને સુખી કરીશ. તે બંને પ્રકારના પરિગ્રહો હાપાપનું મૂળ છે. દુર્ગતિને પમાડનાર છે, કષાયના સ્વામી , અનર્થોને ઉત્પન્ન કરવાના હેતુભૂત છે, દુર્ગતિએ લઈ નાર છે બોધિબીજરૂપ સમ્યક્ત્વના ઘાતક છે, સત્ય સંતોષ, ્રહ્મચર્ય, શાંતિ, માર્દવ, આર્જવ, જ્ઞાન, દર્શન, ચારિત્ર, રણસીત્તરી, કરણસીત્તરી, બાર ભાવના, પંચ મહાવ્રત ત્યાદિક ધર્મરાજાના સૈન્યને પાછું હઠાવનાર છે. છેવટ અધોાતિમાં પહોંચાડનાર છે. એવા પરિગ્રહને જ્યારે હું દૂર કરીશ ે દિવસ મારે સોનાનો સુરજ ઉગશે. મારો આત્મા આત્મિક ુખમાં લીન થશે. તે દિવસ કયારે આવશે ? એ પેહેલો મનોરથ.

૨ કેવારે હું પંચમહાવ્રત લઈ, પંચસમિતિ, ત્રણગુપ્તિ ે આઠ પ્રવચન માતાનો આદર કરીશ ? તથા ઘોર અભિગ્રહને ધારણ કરી, બેંતાલીસ દોષરહિત શુદ્ધ આહારી બની, ાર ભેદે તપ કરી, સકળ કર્મને તોડી, મારા આત્માનો દ્ધાર કરીશ ? વળી અંત આહારી, પંત આહારી, અરસ આહારી, વિરસ આહારી, સર્વ રસનો ત્યાગી થઈ ધનાકાદી, ધનાશાલિભદ્રાદિક મુનિવરોની માફક ત્યાગી બની, શુદ્ધ

કયારે કરીશ હું સ્થિર-નિર્મળ આ ચિત્ત જો......
સફળ થશે મ્હારા એ મનના મનોરથો.
મહા મુનિવર માફક સંયમ પાળીને,
કયારે થઇશ હું અંતરમાં ઉજમાળ જો;
ધના કાકંદી—મેઘ ધન્ના શાળી પરે,
સંયમ પાળી કયારે વરીશ શિવમાળ જો.........
સફળ થશે મ્હારા એ મનના મનોરથો.
પાપસ્થાનક પ્રેમે અઢાર આલોવીને,
કયારે ખમાવીશ સહુને ધરી ઉલ્લાસ જો;
અણસણ કરી આ દેહની મમતા મુકીને.
કયારે માનીશ મૃત્યુ—મહોત્સવ ખાસ જો.........
સફળ થશે મ્હારા એ મનના મનોરથો.
ત્રણ મનોરથ મનના ફળશે જે સમે,
તે સમયે માનીશ મુજને ધન્ય ધન્ય જો;
સફળ થશે મ્હારા એ મનના મનોરથો,
"ભક્તિ" ભાવે પ્રભુ પાસે યાચું ન અન્ય જો......
ત્રણ મનોરથ મનથી ચાહું સર્વદા.

## ભવ્ય જીવને સંયમની પ્રાપ્તિની અનંતર મોક્ષ પ્રાપ્તિ

ભવ્ય જીવ જ્યારે અમૃત સરખી સંસારને નિકંદન નારી સદ્દગુરૂની દેશના સાંભળે છે ત્યારે તેને સંસાર ઝેર થઇ પડે છે. અને ગુરૂ મહારાજ પાસે ચારિત્ર ગિકાર કરતાં આવા ઉદ્દગાર કાઢે છે કે:-

'હે ગુરૂ મહારાજ હે પરમ ઉપકારી! હે કરૂણાના ાગર! અનાદિ કાળથી મોહનિદ્રાના વશ થકી નષ્ટ થઇ યું છે શુદ્ધ ચૈતન્ય જેનું એવા મને આપ સાહેબે સારી તે જગાડયો જેથી આ જગતમાં ધન્ય અને પુણ્યશાળી

કારના હિતનો ઉપદેશ કરવાવાળા તથા જેઓના સમા-
ગમથી અનેક જન્મના પાપો ભસ્મીભૂત થાય છે. એવા
પરમઉપકારી ગુરૂ મહારાજનો સંયોગ જીવને મળવો
ઘણોજ દુર્લભ છે, માટે હું મારા આત્માને ઉચ્ચ શ્રેણિ
ઉપર ચઢાવું."

આ પ્રમાણે કહી સંવેગ-વૈરાગ્યના તરંગથી ભવ્ય જીવ સદ્‌ગુરૂ પાસે સ્વવીર્ય ઉલ્લાસથી ચારિત્ર ગ્રહણ કરી, પંચ મહાવ્રત આઠ પ્રવચન માતા, દશ પ્રકારના યતિ ધર્મ, ચરણસિત્તરી, કરણસિત્તરી, બાવીસ પરિસહને જીતવા ઈત્યાદિ ધર્મરાજાની ફોજને સાથમાં લઈ કર્મરાજાની ફોજને હઠાવી અપ્રમત્તપણે નીરતિચાર ચારિત્ર પાળી ગુરૂમહારાજની આજ્ઞા શીર પર ચઢાવી, ક્ષપકશ્રેણિ ઉપર આરૂઢ થઈ, ઉજ્વલ ભાવના વડે શુક્લધ્યાનના આદિના બે પાયાનું ધ્યાન કરી, કેવલજ્ઞાન કેવલદર્શન પામી, છેવટ શૈલેશી અવસ્થાને પ્રાપ્ત કરી ચૌદમે ગુણઠાણે તમામ પ્રકારના યોગોને રૂંધી, જ્યાં અનંત સિદ્ધ પરમાત્મા બિરાજમાન થયા છે તેવા શાશ્વતા સિદ્ધિસ્થાનમાં જઈ આત્માના અખંડ આનંદનો અનુભવ કરવા ભાગ્યશાળી બને છે. મોક્ષ પ્રાપ્ત કરવાનાં ત્રણ અંગ મળ્યા પછી પણ જો સંજમમાં વીર્ય ફોરવે તોજ સંપૂર્ણ કાર્યસિદ્ધિ થાય. ત્રણ કારણો મળ્યા છતાં પણ સંજમ હાથ ન આવ્યો તો સંસારનું ભ્રમણ તો ઉભુંજ રહેવાનું.

ચાર અંગ નીચે પ્રમાણે:-

## મોક્ષનાં ચાર અંગ ઉત્તરોત્તર દુર્લભ છે.

હે આત્મા ! તું બરાબર દીર્ઘદષ્ટિથી ખુબ ઉંડો વિચાર કરી લેજે. ઉપર બતાવેલ ક્રમ વિના અર્થાત્ મનુષ્યભવ,-

માટે દુર્ગતિને આપવાવાળી હિંસાનો ત્યાગ કરજે. પ્રાણીમાત્રને પોતાના સમાન ગણી જેમ બને તેમ તેને બચાવવા ઉદ્યમ કરજે. સત્યને સ્વાધિન કરજે, અસત્યને દેશવટો આપજે. પારકી વસ્તુ પત્થર સમાન ગણી હાથમાં ગ્રહણ કરીશ નહિ. શીયલરૂપી આભૂષણથી સ્વશરીરને અલંકૃત કરજે. પરસ્ત્રીને માતા, બ્હેન કે પુત્રી સમાન ગણી કોઈવાર વિકારવાળી દષ્ટિ કરીશ નહિ. સોના રૂપાનાં આભૂષણો કદાચ તારી પાસે નહિ હોય તો પણ શીયલરૂપી આભૂષણથી તારૂં શરીર અત્યંત શોભાવાળું દેખાશે. શીયલથી રહિત લાખો રૂપીયાના ઘરેણાંથી તારૂં શરીર શોભશે નહિ. અને રાવણ જેવા પરસ્ત્રીનાં આશક્તિવાળાની માફક દુર્દશા ભોગવીશ. વળી સંતોષનું સેવન કરજે. ક્રોધાદિક શત્રુઓ ઉપર ક્રોધ કરીને આત્મઘરમાંથી દૂર કરજે, તેને આધિન થઇશ નહિ. બાહ્ય શત્રુઓ જે નુકશાન કરે છે તે કરતાં અંતરના શત્રુઓ જે કષાયાદિ તે અનંતગણું નુકશાન કરે છે, તે બરાબર સમજીને તેને દેશવટો આપજે. અનાદિ કાળના અભ્યાસથી આ દેહમાં આત્મભાવ મનાયો છે, દેહ તે હું છું એમ માને છે. શરીરને સુખે સુખી, શરીરના દુઃખે દુઃખી, રાત્રી દિવસ તે શરીરનું સેવન કરવામાં–તેનું રક્ષણ કરવામાં–અત્યંત પાલણ પોષણ કરવામાં તું વ્યતિત કરી રહ્યો છે, તેવા બહિરાત્મ ભાવનો ત્યાગ કરજે.

ગમે તેવો પાપાત્મા હોય તો પણ પુણ્યના ઉદયથી સદ્ગુરૂનો યોગ પામી જો પાપભીરૂ બને તો ધર્મનો અધિકારી બની શકે છે અને પાપ ભીરૂં બન્યા પછી જો પાપનો ત્યાગ કરવા અને પ્રભુ પ્રણીત ધર્મનો સ્વીકાર કરવા-

ઇન્દ્રિયોનો ગુલામ થઇશ નહિ. ઇન્દ્રિયોને આધિન થઈ
જઇશ તો ઇન્દ્રિયોરૂપી ઘોડા તને દુર્ગતિરૂપી ખાડામાં પટ-
કશે અને બહુ દુઃખી કરશે. માટે ઇન્દ્રિયોને કાબુમાં રાખી
તેને તારી ગુલામ બનાવજે. જેથી અભક્ષ્ય, અનંતકાય,
રાત્રીભોજન, કંદમૂળ વિગેરે પાપોના બોજાવાળી ચીજોનું
ભક્ષણ કરવા સમય તને કોઇ દિવસ પણ નહિ આવે. માટે
ઇન્દ્રિયોને વશ કરવા સાવચેતી રાખજે.

પૌદ્ગલિક વસ્તુઓની અનિત્યતા—સંસારમાં રહેલા
જીવોની અશરણતા વિગેરે શુભ ભાવનાઓનો વેગ જેમ
જેમ પ્રબળ થતો જશે તેમ તેમ મમત્વરૂપી અંધકાર તે
તે પ્રમાણમાં ક્ષીણ થતો જશે અને સમતાની જળહળતી
જ્યોતિ પ્રગટ થશે. સંસારની ગતિ ગહન છે. સંસારમાં
સુખી જીવો કરતાં દુઃખી જીવોનું ક્ષેત્ર વિશાળ છે. આધિ-
વ્યાધિ શોક સંતાપથી લોક પરિપૂર્ણ છે. સુખનાં સાધનો
ઘણાં હોવા છતાં દુઃખની સત્તા જલ્દી પ્રગટ થઈ જાય છે.
જ્ઞાનગર્ભિત વૈરાગ્ય વિના દુઃખ કમી થઇ શકતું નથી.
જ્ઞાનગર્ભિત વૈરાગ્ય મેળવવા તેના સાધનની પૂરતી જરૂર
છે. જેથી પૂર્વાચાર્યના બનાવેલા વૈરાગ્યથી ભરપૂર પુસ્તકો
વાંચી જેમ બને તેમ જ્ઞાનગર્ભિત વૈરાગ્ય પ્રાપ્ત કરવો અને
આખરમાં વહેલા કે મોડા જરૂર સંયમરૂપી સામ્રાજ્યને અંગિકાર
કરવું. સંયમ વિના મુક્તિએ પહોંચાશે નહિ. સંયમ દેવ-
લોકમાં દેવતાને નથી, નારકીને નથી. તિર્યંચને નથી, ફક્ત
મનુષ્યનેજ તેની પ્રાપ્તિ થઇ શકે છે. તેમાં પણ આર્ય દેશ,
ઉત્તમ કુળ, નિરોગી શરીર અને સંપૂર્ણ શ્રદ્ધા થયા પછી જ
પ્રાપ્ત થઈ શકે છે, તો ઠેઠ સુધી પહોંચ્યા છતાં મોહના

દેવપણે ઉત્પન્ન થયા. આયુ પૂર્ણ થયે ત્યાંથી ચ્યવિ મહાવિદેહ ક્ષેત્રમાં જન્મ લઈ રાજાઓ થશે. ત્યાં ચારિત્રને અંગિકાર કરી નિરતિચાર ચારિત્ર પાળી કેવળજ્ઞાન પામી મોક્ષે જશે.

આ પ્રમાણે સમ્યક્ત્વ મૂળ બાર વ્રતથી પરંપરાએ મુક્તિ મેળવી શકાય છે; તો પછી આ ઉત્તમ ભવને પામી તમામ સામગ્રીને પામી, ગુરૂ મહારાજનો સંયોગ મેળવી હે આત્મા! સમ્યક્ત્વ મૂળ બાર વ્રત સમજપૂર્વક જરૂરી અંગીકાર કરી લેજે. તેની સમજ માટે ઉપાસક દશાંગસૂત્ર. યોગશાસ્ત્ર, ધર્મરત્ન પ્રકરણ ધર્મસંગ્રહ, ધર્મબિન્દુ વિગેરે ઘણા સૂત્રો તથા ગ્રન્થોવિદ્યમાન છે, તો ગુરૂ મહારાજ પાસે વિનયપૂર્વક સમજીને નોંધી મંડાવી વ્રતો ઉચ્ચરી લેજે અને બરાબર પાળજે, જેથી આવતાં કર્મો ઘણા અટકશે. દેશવિરતિપણું પ્રાપ્ત થશે. અંત સમયમાં સર્વ વસ્તુનો ત્યાગ કરવાની અભિલાષા થશે. અંતસમયે નિઝામણા કરવાથી જીવોને બહુ કર્મની નિર્જરા થાય છે. પ્રથમ આયુ ન બંધાયું હોત તો શુભ ગતિનું આયુ બંધાય છે. માટે ઉપરની સમજુતી લક્ષમાં લઇ મુનિપણું કદાચ ચારિત્ર મોહનીય કર્મના ઉદયથી આ ભવમાં પ્રાપ્ત ન થઈ શકે તો દેશસંયમી થવા માટે સમ્યક્ત્વ મૂળ શ્રાવકનાં બાર વ્રત તો અવશ્ય અંગિકાર કરજે અને અંગિકાર કર્યા પછી છેવટ પોતાના અંતસમયમાં તે તે વ્રતોમાં લાગેલા અતિચારોને યાદ કરી મિચ્છામિ દુક્કડં આપી, દુષ્કૃત્યોની નિંદા કરવી, સુકૃતની અનુમોદના કરવી, જેથી આત્મા ઉચ્ચ કોટી ઉપર જરૂર આવી શકે છે. જુઓ! ઉત્તરાધ્યયન સૂત્રના નવમા પ્રત્યેકબુદ્ધ અધ્યયને વિષયમાં અંધ બનેલા મણિરથ રાજાએ પોતાના સગા ભાઇ યુગબાહુને તરવારનો ઘા મારી નીચે પછાડ્યો, યુગબાહુને આર્ત્તધ્યાન રૌદ્રધ્યાનના કારણો ઉપસ્થિત થયા, પરંતુ યુગબાહુની ધર્મપત્નિ મદનરેખાએ

ઉચ્ચારાવવા અને નિઝામણા કરાવવી. શુદ્ધ ભાવનાથી કરાવેલી તે વખતની આરાધના જીવોને બહુ હિતકારી થઇ પડે છે. પ્રથમ કરેલા પાપના પુંજ ઘણા ખરા વીખરાઇ જાય છે. આવતા ભવનું આયુ ન બાંધ્યું હોય તો શુભ ગતિનું બંધાય છે, માટે છેલ્લી વખતે જીવોએ જરૂર સમજીને આરાધના કરવી, જેથી વ્રતધારીને અગર કદાચ વ્રતો લઇ ન શકયા હોય તેવા જીવોને પણ આ અંતસમયની આરાધના ઘણીજ ફાયદાકારક થાય છે.

## અંતસમયની આરાધના.

(રાગ—ભેખ રે ઉતારો રાજા ભરથરી.)

ભાવના ભાવો એણીપરે, મૃત્યુ આવ્યે નજીકજી;
હું રે અનાદિ અભેદી છું, શી છે મ્હારે એ બીકજી...ભાવના૦
ધામ ધરા ધન આ બધું, મેલી જાતું જરૂરજી;
મ્હારૂં તેમાં કાંઇ નથી, શીદને રહું મગરૂરજી;...ભાવના૦
આ તો ભાડાની છે કોટડી, ખાલી કરતાં શું થાયજી;
પુદ્‌ગલ નાશ થતાં અરે, આત્માનું શું જાયજી...ભાવના૦
હું તો આત્મ અનાદિ છું, અનંત ગુણો ધરનારજી;
મૃત્યુ ભલે અરે આવતું, હું તો નથી ડરનારજી;...ભાવના૦
મોંઘો માનવ ભવ મેળવી, કીધું કાંઇ ન હિતજી;
કાગ ઉડાડવા મેં અરે, ફેંક્યું રત્ન ખચિતજી...ભાવના૦
રાગ ને દ્વેષથી કલેશમાં, કાઢયો સઘળો કાળજી;
જિનવાણી નહિ સાંભળી, વળગી ઝાઝી જંજાળજી...ભાવના૦
હવે રે પસ્તાવો એ થાય છે, મનમાં પારાવારજી;
પ્રભુજી અરજી સ્વીકારજો, તારજો કરૂણાધારજી...ભાવના૦
અરિહંત સિદ્ધ ને સાધુજી, શરણું હોજો સદાયજી;
ધર્મ શરણુ હોજો વળી, મુજને ભવોભવ આંયજી...ભાવના૦
અંત સમયની આરાધના, આરાધો નરનારજી;
આર નથી સંસારમાં, જિન "ભક્તિ" છે સારજી...ભાવના૦

ભવમાં ઉત્પન્ન કરેલ જે દુષ્કૃતના ઓઘ તેને નિંદુ છું અને કદાચિત કોઈ વખતે થયેલ સુકૃતની અનુમોદના કરૂં છું.

—(०)—

## ચોથો અધિકાર

ચોથા અધિકારે અઢાર પાપસ્થાનક આલોવવા તે પ્રથમ કહેવાયેલ છે.

પાંચમા અધિકારે ચાર શરણુ કરવા તે આ પ્રમાણેઃ—

### પ્રથમ અરિહંત શરણુ.

रागद्दोसारिणंहंता कम्मट्ठगाई अरिहंता ।
विसयकसायारिणं, अरिहंता हुंतु मे सरणं ॥

રાગ અને દ્વેષરૂપી આત્માના વૈરીઓને હણુનાર અને આઠ કર્માદિક શત્રુને હણુનાર તથા વિષય કષાયાદિક વૈરીઓને હણુનાર એવા અરિહંત ભગવાનનું મને શરણુ થાઓ.

रायसिरिमवकसित्ता, तवचरणं दुचरं अणुचरित्ता ।
केवलसिरिमरहंता, अरिहंता हुंतु मे सरणं ॥

રાજ્યલક્ષ્મીનો ત્યાગ કરી દુષ્કર તપ અને ચારિત્ર સેવીને કેવલજ્ઞાનરૂપ લક્ષ્મીને યોગ્ય થયા એવા અરિહંતનું મને શરણુ થાઓ તથા સ્તુતિ અને વંદન કરવાને યોગ્ય તથા ઈન્દ્રનેધર્મ ચક્રવર્તિની પૂજાને યોગ્ય, શાશ્વત સુખ પામવાને યોગ્ય એવા અરિહંત પરમાત્માનું મને શરણુ થાઓ. સમવરણુમાં બેસીને પાંત્રીસ વાણીના ગુણે કરી સહિત ધર્મકથાને કહેતા, ચોત્રીસ અતિશયો વડે કરી યુકત એવા અરિહંત પરમાત્મા મને શરણુભૂત થાઓ. એક વચને કરી પ્રાણીઓના અનેક સંદેહોને એક કાળે છેદી નાંખતા અને ત્રણુ જગતના જીવોને ઉપદેશ આપતા અરિહંત પરમાત્માનું મને શરણુ થાઓ. વચનામૃતવડે જગતના જીવોને શાંતિ પમાડતા અને અનેક

ચાર આહારના જાવજીવ સુધીના પચ્ચખ્ખાણ થઈ શકે નહિ, કારણ કે તેવું સંઘયણ નથી તેમ તેવું જ્ઞાન નથી, માટે અમુક ટાઈમ સુધીના પચ્ચખ્ખાણ કરાવવાં.

---

## દશમો અધિકાર—નમસ્કાર કરવા.

દશમા અધિકારે નમસ્કારરૂપ મહામંત્રનું સ્મરણ કરવું તેનું ધ્યાન કરવું. શુભ યોગથી એક નવકાર પણ ગણવાથી ઘણાં કર્મો તેજ વખત ભસ્મીભૂત થઈ જાય છે. છેલ્લા સમયમાં જીવોએ અપૂર્વ ચિંતામણિ રત્નથી અધિક નવકાર મંત્રનું ધ્યાન છોડવું નહિં—તેમાંજ લયલીન થવું.

ઉપર પ્રમાણે દશ અધિકાર પ્રથમ મૂળ ગાથામાં બતાવેલ છે તે વિસ્તારથી બતાવ્યા. આ દશ અધિકાર જીવોને શુભ ગતિમાં લઈ જનારા હોવાથી દરેક ભવ્ય જીવોએ તેને મન, વચન, કાયાએ કરી આદરવા.

આ અવસરે દશ અધિકારનું (પુણ્ય પ્રકાશનું) સ્તવન તથા પદ્માવતીની જીવરાશિ વિગેરે સમય હોય તો સાંભળવું સંભળાવવું.



श्री विनयविजयोपाध्याय विरचित

## શ્રી પુણ્ય પ્રકાશનું સ્તવન.

### દુહા.

સકલ સિદ્ધિ દાયક સદા ॥ ચોવીશે જિનરાય ॥ સહ્ગુરૂ સામિની સરસતી ॥ પ્રેમે પ્રણમું પાય ॥ ૧ ॥ ત્રિભુવનપતિ ત્રિશલાતણો ॥ નંદન ગુણ ગંભીર ॥ શાસન નાયક જગ જયો ॥ વર્દ્ધમાન વડ વીર ॥ ૨ ॥ એક દિન વીર જિણંદને ॥ ચરણે કરી પ્રણામ ॥ ભવિક જીવના હિત ભણી ॥

રે ॥ પ્રા૦ ॥ સ૦ ॥ ૫ ॥ મૂઢપણું છંડો પરશંસા ॥ ગુણવંતને આદરીએ ॥ સામીને ધરમે કરી થિરતા ॥ ભક્તિ પ્રભાવના કરીએ રે ॥ પ્રા૦ ॥ સ૦ ॥ ૬ ॥ સંઘ ચૈત્ય પ્રાસાદ તણો જે ॥ અવર્ણવાદ મન લેખ્યો ॥ દ્રવ્ય દેવકો જે વિણસાડયો ॥ વિણસંતાં ઉવેખ્યો રે ॥ પ્રા૦ ॥ સ૦ ॥ ૭ ॥ ઇત્યાદિક વિપરીતપણાથી ॥ સમકિત ખંડયું જેહ ॥ આભવ૦ ॥ મિચ્છા૦ પ્રા૦ ॥ ૮ ॥ ચારિત્ર લ્યો ચિત્ત આણી ॥ પાંચ સમિતિ ત્રણ ગુપ્તિ વિરાધી ॥ આઠે પ્રવચન માય ॥ સાધુતણે ધરમે પરમાદે ॥ અશુદ્ધ વચન મન કાય રે ॥ પ્રા૦ ॥ ચા૦ ॥ ૯ ॥ શ્રાવકને ધરમે સામાયક ॥ પોસહમાં મન વાળી ॥ જે જયણાપૂર્વક એ આઠે ॥ પ્રવચન માય ન પાળી રે ॥ પ્રા૦ ॥ ચા૦ ॥ ૧૦ ॥ ઇત્યાદિક વિપરીતપણાથી ॥ ચારિત્ર ડોળ્યું જેહ ॥ આભવ૦ ॥ મિચ્છા૦ ॥ પ્રા૦ ॥ ચા૦ ॥ ૧૧ ॥ બારે ભેદે તપ નવિ કીધો ॥ છતે જોગે નિજ શકતે ॥ ધર્મે મન વચ કાયા વિરજ ॥ નવિ ફેરવીઉં ભગતેરે ॥ પ્રા૦ ॥ ચા૦ ॥ ૧૨ ॥ તપ વિરજ આચારે એણી પરે ॥ વિવિધ વિરાધ્યાં જેહ ॥ આભવ૦ ॥ મિ૦ ॥ પ્રા૦ ॥ ચા૦ ॥૧૩॥ વળીય વિશેષે ચારિત્ર કેરા ॥ અતિચાર આલોઇએ ॥ વીરજિનેશર વયણ સુણીને ॥ પાપ મેલ સવી ધોઇએરે ॥ પ્રા૦ ॥ ચા૦ ॥ ૧૪ ॥

॥ ઢાળ ૨ જી ॥

॥ પામી સુગુરુ પસાય—એ દેશી ॥

પૃથ્વી પાણી તેઉ ॥ વાયુ વનસ્પતિ ॥ એ પાંચે થાવર કહ્યાં એ ॥ ૧ ॥ કરી કરસણ આરંભ ॥ ખેત્ર જે ખેડીયાં ॥ કૂવા તળાવ ખણાવીયાએ ॥ ૨ ॥ ઘર આરંભ અનેક ॥ ટાંકા

ચીયા, જે પાપ અઢાર ॥ ત્રિવિધ ત્રિવિધ કરી પરિહરૂં દુર્ગ-
ના દાતાર ॥ તે૦ ॥ ૬ ॥ હિંસા કીધી જીવની, બોલ્યા
પાવાદ ॥ દોષ અદત્તાદાનના મૈથુન ઉન્માદ ॥ તે૦ ॥૭॥
રિગ્રહ મેળ્યો કારમો, કીધો ક્રોધ વિશેષ ॥ માન માયા
ભ મેં કીયા, વળી રાગ ને દ્વેષ ॥ તે૦ ॥ ૮ ॥ કલહ કરી જીવ
ડવ્યા, દીધાં કુડાં કલંક ॥ નિંદા કીધી પારકી, રતિ અરતિ
શંક ॥ તે૦ ॥ ૯ ॥ ચાડી કીધી ચોતરે, કીધો થાપણ મોસો ॥
ગુરૂ કુદેવ કુધર્મનો, ભલો આણ્યો ભરોસો ॥ તે૦ ॥ ૧૦ ॥
ટકીને ભવે મેં કીયા, જીવ નાનાવિધ ઘાત ॥ ચડીમાર ભવે
રકલાં. માર્યાં દિન રાત ॥ તે૦ ॥ ૧૧ ॥ કાજી મુલ્લાંને ભવે,
ી મંત્ર કઠોર ॥ જીવ અનેક જબ્બે કીયા, કીધાં પાપ અઘોર
તે૦ ॥ ૧૨ ॥ માછીને ભવે માછલાં, ઝાલ્યાં જળવાસ ॥
વર ભીલ કોળી ભવે, મૃગ પાડયાં પાસ ॥ તે૦ ॥ ૧૩ ॥
ટવાળને ભવે મેં કીયા. આકરા કર દંડ ॥ બંદીવાન મરા-
યા. કોરડા છડી દંડ ॥ તે૦ ॥ ૧૪ ॥ પરમાધામીને ભવે,
યાં નારકી દુઃખ ॥ છેદન ભેદન વેદના, તાડન અતિ તિખ્ખ.
તે૦ ॥ ૧૫ કુંભારને ભવે મેં કીયા, નીભાડ પચાવ્યા ॥
લી ભવે તિલ પીલીયા પાપે પિંડ ભરાવ્યાં ॥ તે૦ ॥ ૧૬ ॥
ણી ભવે હળ ખેડીયાં, ફાડયાં પૃથ્વીનાં પેટ ॥ સુડ નિદાન
યાં દીધાં, દીધા બળદ ચપેટ ॥ તે૦ ॥ ૧૭ ॥ માળીને ભવે
પીયા, નાનાવિધ વૃક્ષ ॥ મૂલ પત્ર ફળ ફુલના, લાગ્યાં
પ તે લક્ષ ॥ તે૦ ॥ ૧૮ ॥ અધોવાઇઆને ભવે, ભર્યાં
ધિકા ભાર ॥ પોઠી પુંઠે કીડા પડયા, દયા નાણી લગાર
તે૦ ॥ ૧૯ ॥ છીપાને ભવે છેતર્યાં, કીધા, રંગણ પાસ
અગ્નિ આરંભ કીધા ઘણા, ધાતુર્વાદ અભ્યાસ ॥ તે૦ ॥
॥ શૂરપણે રણ ઝુઝતાં, માર્યાં માણસ વૃંદ ॥ મદિરા

જન્મ પવિત્ર ॥ તે૦ ॥ ૩૪ ॥ એણી વિધે એ આરાધના, ભવિ કરશે જેહ ॥ સમય સુંદર કહે પાપથી, વળી છુટશે તેહ ॥ તે૦ ॥ ૩૫ ॥ રાગ વેરાડી જે સુણે, એહ ત્રીજી ઢાળ ॥ સમય સુંદર કહે પાપથી, છુટશે તતકાળ ॥ તે૦ ॥ ૩૬ ॥

## મરણ સમયે શુભ ભાવના.

આ જગતમાં પૂર્વે કરેલાં પુણ્ય પાપ એજ સુખ દુઃખના કારણો છે અને બીજું કોઇ પણ કારણ નથી એમ જાણીને શુભ ભાવના રાખો.

પૂર્વે નહિ ભોગવાયેલા કર્મનો ભોગવવાથીજ છુટકારો છે પણ ભોગવ્યા વિના છુટકારો નથી, એમ જાણીને શુભ ભાવ રાખો.

જે ભાવ વિના ચારિત્ર, શ્રુત, તપ, દાન, શીળ, વગેરે સર્વ આકાશના ફુલનિ માફક નિરર્થક છે, તેમ માનીને શુભ ભાવ રાખો.

મેં નરકનું નારકીપણે તીક્ષ્ણ દુઃખ અનુભવ્યું તે વખતે કોણ મિત્ર હતો તેમ માનીને શુભ ભાવના રાખો.

સુરશૈલ (મેરૂ પર્વત)ના સમૂહ જેટલો આહાર ખાઇને પણ તને સંતોષ ન વળ્યો, માટે ચતુર્વિધ આહારનો ત્યાગ કર.

દેવ, મનુષ્ય, તિર્યંચ અને નરક, આ ચાર ગતિમાં મનુષ્યને આહાર સુલભ છે, પણ વિરતિ દુર્લભ છે, એમ જાણીને ચતુર્વિધ આહારનો ત્યાગ કર.

કોઇ પ્રકારના જીવ સમુદાયનો વધ કર્યા વગર આહાર થઇ શકે નહિ, તેથી ભવમાં ભ્રમણા કરવારૂપ દુઃખના આધારભૂત ચારે પ્રકારના આહારનો ત્યાગ કર,

વિરાધના કરે, તેમાં મારે લેવા દેવા નથી, મારા શરીરનો સંસ્કાર કરે તેમાં પણ મારે લેવા દેવા નથી. વ્યવહારથી જે કોઈ કરે તે તેઓ જાણે."

કુટુંબીઓને રડવા કુટવાની ના પાડવી. શોક પાળવાની ના પાડવી મરણ પછવાડે જે જે આરંભાદિક કાર્યો મોહના પ્રભાવથી કરે તેનો નિષેધ કરવો. તે છતાં કદાચ પાછલા કુટુંબીઓ કરે તો પછી મરનારને દોષ કે પાપબંધન થાય નહિ; અને તેમ ન કહેવામાં આવે તો તેની ક્રિયા મરનારને લાગે. શ્રી ભગવતી સૂત્રમાં કહ્યું છે કે—અવિરતિપણાને લીધે એકેન્દ્રિય જીવોને પણ અઢાર પાપસ્થાનક લાગે છે. માટે તમામ વસ્તુ વોસિરાવીને પાછળ પણ પોતાના નિમિત્તે કર્મબંધનની જે જે ક્રિયાઓ કરવામાં આવે તેમ હોય તેની ના પાડવી.

જે જીવોનું ચિત્ત સંસારના પદાર્થોમાં આસક્તિવાળું છે. અને પોતાના સ્વરૂપને જે જાણતા નથી, તેવા જીવોને મૃત્યુ ભયમય છે, પરંતુ જે જીવો પોતાના સ્વરૂપમાં રમણતા કરનારા છે અને સાંસારિક પદાર્થોમાં વૈરાગ્યવાળા છે, તેવા જીવોને તો મૃત્યુ એ એક હર્ષનું નિમિત્ત છે. તેઓ તો એમજ વિચારે છે કે આયુકર્મના નિમિત્તથીજ આ દેહનું ધારણ કરવાપણું છે અને તેની સ્થિતિ પૂર્ણ થયે તે કર્મના પુદ્ગલો નાશ પામશે ત્યારે મારે બીજી ગતિમાં ઉત્પન્ન થવું પડશે. મારો આત્મા તો અનાદિ કાળથી મરણ પામ્યો નથી અને મરશે પણ નહિ; પરંતુ પુણ્યશાળી આત્માને તો આ સાત ધાતુમય મહા અશુચિના કોથળા જેવા અને વિનશ્વર સ્વભાવવાળા દેહનો ત્યાગ કરવો અને શુભ કર્મોના પ્રભાવથી-સમાધિના પ્રભાવથી બીજી ગતિમાં નવીન સુંદર

પામે છે. ૬ એ શરીરાદિ પુત્ર, કલત્ર, પરિવાર પ્રમુખ તે સંયોગી વસ્તુ મ્હારા સ્વરૂપ થકી જૂદી છે. ૭ તે સર્વને હું મન વચનકાયાએ કરી, વોસિરાવું છું. ૮ હું ચેતન છું, અને એ પુદ્ગળનો સ્વભાવ તે અચેતન છે, ૯ હું અરૂપી છું, એ પુદ્ગળરૂપી છે. મ્હારો જ્ઞાનાદિ ચેતના લક્ષણ સ્વભાવ છે, એ પુદ્ગળનો જડ સ્વભાવ છે. ૧૦ હું અમૂર્ત છું. આ પુદ્ગળ મૂર્ત છે. ૧૧ હું સ્વાભાવિક છું, આ પુદ્ગળ વિભાવિક છે, ૧૨ હું પવિત્ર છું એ પુદ્ગળ અપવિત્ર છે, ૧૩ મ્હારો શાસ્વતો સ્વભાવ છે. અને આ પુદ્ગલિક વસ્તુ જે મને મળી છે, તે સર્વ અશાસ્વતી છે. ૧૪ મ્હારૂં જ્ઞાનાદિરૂપ છે, આ પુદ્ગલનું પૂર્ણગલનરૂપ છે. ૧૫ મ્હારૂં ક્યારે પણ સ્વરૂપ થકી ન ચળવું એવો અચલિત સ્વભાવ છે. ૧૬ મ્હારૂં જ્ઞાન, દર્શન, ચારિત્રમય સ્વરૂપ છે, અને પુદ્ગળ વર્ણ ગંધાદિરૂપ છે. હું વર્ણગંધાદિથી રહિત છું. ૧૭ હું શુદ્ધ નિર્મળ છું. ૧૮ હું બુદ્ધ છું. હું જ્ઞાનાનંદી છું. ૧૯ હું નિર્વિકલ્પ એટલે સર્વ વિકલ્પથી રહિત છું. મ્હારૂં સ્વરૂપ પુદ્ગળથી ન્યારૂં છે. ૨૦ હું દેહાતીત એટલે આ દેહરૂપ જે શરીર તે થકી રહિત છું. ૨૧ અજ્ઞાન રાગ, દ્વેષરૂપ જે આશ્રવ, તે મ્હારૂં સ્વરૂપ નથી. હું એ થકી ન્યારો છું. ૨૨ અનંત જ્ઞાનમય, અનંત દર્શનમય, અનંત ચારિત્ર મય, અનંત વીર્યમય એવું મ્હારૂં સ્વરૂપ છે. ૨૩ હું શુદ્ધ છું, કર્મમળથી રહિત છું. ૨૪ હું બુદ્ધ એટલે જ્ઞાનસ્વરૂપી છું. ૨૫ હું અવિનાશી છું, એટલે મ્હારો કોઇ કાળે નાશ નથી. ૨૬ હું જરા થકી રહિત અજર છું. ૨૭ હું અનાદિ એટલે મ્હારી આદિ નથી. ૨૮ હું અનંત એટલે મ્હારો અંત કે છેડો કોઈ કાળે નથી. ૨૯ હું અ-

ચોકસ હોવા છતાં ખોટી મમત્વ રાખી ઠેઠ સુધી સમજતો નથી.

આ જીવ વીતરાગના વચન અનુસાર શુભ અનુષ્ઠાનમાં પ્રવૃતિ કરે તો અંતર મુહુર્તમાં સમ્યક્ દર્શન પામે છતાં મોહમાં મગ્ન બની આખી જીંદગીમાં ૧ વાર સમ્યકૃત્વ પામે તેવો પણ દીવસ કાઢતો નથી ને પોતાના ભવને ફોગટ ગુમાવે છે.

ધર્મ માર્ગમાં પ્રવૃતિ કરનારજ ભવાંતરમાં હંમેશાં સુખી થાય છે તેવું ચોકસ હોવા છતાં અધર્મમાં પ્રવૃત્તિ કરી દુઃખી થાય છે. તેમ થવા દેવું નહી.

જે બાહ્ય વસ્તુઓ પોતાની નથી તેને પોતાની માનીને બેઠો છે ને પોતાની વસ્તુ જ્ઞાનાદિ સમીપ હોવા છતાં જ્ઞાન દૃષ્ટિથી દેખતો નથી.

૬ બાહ્ય વસ્તુ ઉપર જેટલો પ્રેમ હમેશાં છે. તેવા પ્રકારનો પ્રેમ આત્મીક વસ્તુ ઉપર થાય તો એક કલાકમાં ભવની ભાવઠ ટલી જાય.

૬ અઢાર પાપસ્થાનક સેવી સેવી ભેગી કરેલી લક્ષ્મીને ચાર ગતિમાંથી આવેલ જીવો પુત્રાદિકપણે અવતરી તેનો ભોગવટો કરે છે અને ભેગી કરનાર પોતાના પરલોક માટે તેમાંથી અડધી ગીલકત પણ સ્વહસ્તે શુભ ક્ષેત્રમાં વાપરી પુણ્યાનુબંધી પુણ્ય મેળવતો નથી અને મનુ-ષ્યા તરીકે જીંદગી પુરી કરી પરલોકમાં દલિદ્રી અવસ્થામાં ઉત્પન થાય છે તે મહાન્ આશ્ચર્ય.

૭ આવી ટુંક જીંદગીમાં કાલની ખબર નથી શું થશે છતાં જલદી ધર્મ નહી કરતાં લાંબા વાયદા કરી સમય ગુમાવે છે.

૮ રાત્રી ભોજન પરસ્ત્રીગમન ભોજઅથાણું અને કંદમૂળ

૧૩ શરીરથી આત્મા જુદો છે શરીર વીખરાઇ જવાનું છે ભસ્મીભૂત થવાનું છે છતાં તેના ઉપર તનતોડ મહેનત અને આત્મા અવિનાશી હોવા છતાં તેના માટે કાંઇપણ પ્રયત્ન નહી તે કેટલી મૂર્ખાઈ સમજવી.

૧૪ જે જીવો સંસારમાં રાચીમાચીને જ પડયા છે તે કદાચ દુનીયાની દ્રષ્ટિયે વિદ્વાન હોય તો પણ શાસ્રકાર તો તેને મૂઢ ગમાર અને મૂર્ખાજ કહે છે.

૧૫ ગમે તેટલો બાહ્ય ધનવાલો હોય છતાં સમકીતથી રહિત તે નિર્ધન સમજવો પણ બે આનાની મુંડીવાલો પુણીયા શ્રાવક જેવો સમકિત દ્રષ્ટિ આત્મા સાચો ધનવાન છે.

૧૬ જીનેશ્વર ભગવાનની આજ્ઞાનુઆરાધન મુક્તિને માટે ત્યારે વિરાધકપણુ તે સંસારમાં ભટકવા માટે જેથી કદાપી વિરાધક બનવું નહી, વિરાધક બન્યા તો ભટકયા સમજવું.

૧૭ પૈસાવાલાને જૈનશાસનમાં સાચા શ્રીમાન્ કહ્યા નથી પરંતુ પૈસાનો જે સદુપયોગ કરે તેને સાચા શ્રીમાન્ કહ્યા છે.

૧૮ નરકાદિ ગતિમાં ઉત્પન્ન થવું તે ગમે તેવું ભયંકર છે પરંતુ પાપકરનારાઓ માટે છે એથી પુણ્યાત્માઓને તેનો ભય હોતો નથી.

૧૯ સંજમ એ સુખનું સ્થાન છે એવુ અનંત જ્ઞાનિનું વચન છે, જેથી વ્હેલા કે મોડા સંજમ લેવાની જરૂર ભાવના રાખવી ને અવસર પામી સંજમ ગ્રહણ કરી લેવો જેથી-સંસારની રખડપટી નષ્ટ થશે ને અનંત સુખના સ્થાનમાં જલદી પહોંચાશે.

૨૦ સાચાગુણીનું કદાચ સન્માન ન થાય પરંતુ અપમાન-

૧૨ સુખ દુઃખનો મનની સાથે સંબંધ છે.
૧૩ પોતાના દોષ જોવાથી દોષ દૂર થશે.
૧૪ તીર્થંકરનાં વચનો જ સંસારને કાપે છે.
૧૫ મનને હંમેશા શુધ્ધ કરવા વીતરાગની વાણી શ્રવણ કરવી.
૧૬ ઇચ્છાઓનો ત્યાગ તે વૈરાગ્ય.
૧૭ મનમાં અશુભ વિચારો કરવા તેના સમાન બીજો વ્યાધિ નથી.
૧૮ પુદ્દગલમાં આનંદ માને તે પુદ્દગલાનંદી, ભવમાં આનંદ માને તે ભવાભિનંદી એવા જીવો સંસારમાં પરિભ્રમણ કરનારા છે.
૧૯ આત્મામાં આનંદ માનનારા જીવો વેલાસર મુક્તિ મેળવી શકે છે.
૨૦ આત્માનંદી બનવું બહુ દુષ્કર છે માટે બહુ પ્રયત્ન કરીને પણ તેવા બનવું જેથી દુઃખથી મુક્ત થવાય.
૨૧ જાગૃત થા અને ઉંઘને છોડ.
૨૨ નીતિમય અને ઉપકારક જીવન ગુજારવા પ્રયત્ન કર.
૨૩ ગતકાળની ભૂલો સુધારી લેવા પ્રયત્ન કર અને હવે પછી તેમ ન થાય તે માટે કમ્મર કશ.
૨૪ ભવિષ્યનો વિચાર કરી પછી પ્રવૃત્તિ કરવી તેનું નામ વિવેક, તેની ખાસ જરૂર છે.
૨૫ આવતી જીંદગીને યાદ કરીને કાર્ય કરજે.
૨૬ ધર્મથી નિરપેક્ષ થનાર મનુષ્ય જેવો બીજો મૂર્ખ કોણ ગણાય?
૨૭ ભાગ્યનો ઉદય પણ ઉદ્યમથીજ થાય છે.
૨૮ પરસ્ત્રીગમન કરનાર ચંદનને મૂકી બાવળને વળગી બહુ દુઃખી થાય છે.
૨૯ આ શરીર અશુચીનું યંત્ર છે, માટે તેની ઉપર મોહ

૪૫ વિષયતૃષ્ણાથી વેગળા રહો, ઇન્દ્રિયોના ગુલામ ન બનો, પરંતુ ઇન્દ્રિયોને ગુલામ બનાવો.
૪૬ ચારિત્ર લેવાની હંમેશાં શુભ ભાવના રાખો.
૪૭ શરીર સારૂં હોય તો સંસારના મોહને છોડી ચારિત્ર ગ્રહણ કરવું.
૪૮ સંસારને કેદખાનું સમજવું, તેમાં મુંઝાવું નહિ.
૪૯ બીજાને દુઃખી દેખી દ્રવ્ય ભાવથી તેનું દુઃખ દુર કરવા ભાવના રાખવી.
૫૦ ધર્મરાગ કરવો, પરંતુ કામરાગ કે સ્નેહરાગ ન કરવો. કારણ કે તે સંસારમાં ભમાવનાર છે.
૫૧ યથાશક્તિ દશ તીથિ અથવા પાંચ તીથિ તપશ્ચર્યા કરવી.
૫૨ લક્ષ્મી ઉપર અત્યંત મોહ ન રાખવો, છેવટે તેને છોડવી પડશે અથવા આપણને તે છોડશે તે યાદ રાખવું.
૫૩ ઉપકારીનો ઉપકાર કદાપી ભૂલવો નહિ.
૫૪ ખાવાપીવામાં બહુ લોલુપતા રાખવી નહિ.
૫૫ પ્રથમનું ભોજન પાચન થયા વગર જમવું નહિ. નિરંતર બેચાર કવળ ઓછો આહાર કરવો.
૫૬ ઉપદ્રવવાળા સ્થાનકનો ત્યાગ કરવો.
૫૭ રાજાએ નિષેધ કરેલા દેશમાં જવું નહિ.
૫૮ એક બે કલાક ધાર્મિક પુસ્તકો વાંચવાની ટેવ પાડવી.
૫૯ નીતિમય જીવન ગુજારવું, અનીતિ કરી બંને લોક બગાડવા નહિ.
૬૦ લોકપ્રિય થવું. ૬૧ લજ્જાળુ થવું. ૬૨ દયાળુ થવું.
ઉપર લખેલા બોલનું મનન કરવાથી વૈરાગ્ય ભાવના જાગૃત થશે.

## વૈરાગ્ય સંબંધી દુહા.

પરલોકે સુખ પામવા, કર સારો સંકેત;
હજી બાજી છે હાથમાં, ચેત ચેત નર ચેત,

એસા ભાવ નિહારી નિત, કીજે જ્ઞાન વિચાર;
મિટે ન જ્ઞાન વિચાર બિન, અંતર ભાવ વિકાર. ૬.
એ સંસાર અસારમેં, ભમતાં વાર અનંત;
નવ નવ ભવ ધારણ કીયા, શરીર અનંતાનંત. ૭.
જનમ મરણ દોય સાથ છે, ખીણખીણ મરણ તે હોય;
મોહ વિકળ એ જીવને, માલુમ ન પડે કોય. ૮.
મેં તો ચેતન દ્રવ્ય હું, ચિદાનંદ સુખ રૂપ;
એ તો પુદ્ગલ પિંડ હે, ભરમજાળ અંધકૂપ. ૯.
સડન પડન વિધ્વંસન, એ પુદ્ગલનો ધર્મ;
સ્થિતિ પાકે ખીણ નવી રહે, જાણો એહિજ મર્મ. ૧૦.
અનંત પરમાણુ મળી કરી, ભયા શરીર પરજાય;
વર્ણાદિ બહુ વિધ મિલ્યા, કાળે વિખરી જાય. ૧૧.
પુદ્ગલમાં હિત જીવકું, અનુપમ ભાસે એહ;
પણ જે તત્ત્વવેદી હોવે, તિણકું નહિ કુછ નેહ. ૧૨.
ઉપની વસ્તુ કારમી, ન રહે તે સ્થિર વાસ;
એમ જાણી ઉત્તમ જનો, ધરે ન પુદ્ગલ આશ. ૧૩.
મોહ તજી સમતા ભજી, જાણે વસ્તુ સ્વરૂપ;
પુદ્ગલ રાગ ન કીજીએ, નવી પડીએ ભવકૂપ. ૧૪.
વસ્તુ સ્વભાવે નીપજે, કાળે વિણસી જાય;
કર્તા ભોક્તા કો નહિ, ઉપચારે કહેવાય. ૧૫.
તીણ કારણ એ શરીરશું, સંબંધ ન માહરે કોય;
મેં ન્યારા એહથી સદા, એ પણ ન્હારા જોય. ૧૬.
એહ જગતમાં પ્રાણીયા, ભરમે ભૂલ્યા જેહ;
જાણી કાયા આપણી, મમત ધરે અતિ નેહ. ૧૭.
જબ સ્થિતિ એહ શરીરકી, કાળ પહોંચે હોય ખીણ;
નર ઝુરે અતિ દુઃખભરે, કરે વિલાપ એમ દીન, ૧૮.

એહ શરીર નહિ માહરૂં, એ તો પુદ્ગલ ખંધ;
હું તો ચેતન દ્રવ્ય છું, ચિદાનંદ સુખકંદ. ૩૨.
એહ શરીરના નાશથી, મુજકું નહિ કોઈ ખેદ;
હું તો અવિનાશી સદા, અવિચળ અકળ અભેદ. ૩૩.
પરમેં નિજપણું માનકે, નિવિડ મમત ચિત્ત ધાર;
વિકળ દશા વરતે સદા, વિકલ્પનો નહિ પાર. ૩૪.
મેં મેરા એ ભાવથી, ફીર્યો અનંતો કાળ;
જિન વાણી ચિત્ત પરિણમે, છુટે મોહ જંજાળ. ૩૫.
મોહ વિકળ એ જીવકું, પુદ્ગલ મોહ અપાર;
પણ ઇતની સમજે નહિ, ઇણમેં કછુ નહિ સાર, ૩૬.
પુદ્ગલ રચના કારમી, વીણસતાં નહિ વાર;
એમ જાણી મમતા તજી, સમતાશું મુજ પ્યાર. ૩૭.
જનની મોહ અંધારકી, માયા રજની પૂર;
ભવદુઃખકી એ ખાણ હે. ઇણશું રહીએ દૂર. ૩૮.
એમ જાણી નિજ રૂપમેં, રહું સદા સુખવાસ;
એ સવિ ભવજાળ હે, ઇણશું ભયા ઉદાસ. ૩૯

ભુજંગી છંદ.

તજી મંદિર માળિયા ગોખ મેડી, તજી બાગને બંગલા પ્રૌઢ પેડી.
સ્મશાને મુકાં કાષ્ટમાં વાસ લેવો, અરે આવશે એક તો દિન એવો;
ઘણી ઘેર સેના ઘણા હાથી ઘોડાં, ઘણી યુક્તિવાળા બન્યા બેલ જોડા;
ઘડીમાં થશે સ્વપ્નનો સાજ જેવો, અરે આવશે એક તો દિન એવો.
હશે ગામમાં સીમમાં કે કૂપીમાં, હશે ખેદમાં કે હશે તે ખુશીમાં;
દશે કોણ જાણે હશે કાળ કેવો, અરે આવશે એક તો દિન એવો.
નહિ આગળે કાગળેથી જણાવે, નહિ કોઇ સાથે સંદેશો કહાવે;
અજાણ્યો અકસ્માત આશ્ચર્ય જેવો, અરે આવશે એક તો દિન એવો.

સુખનું સાધન સંત જનોએ જે કર્યું,
તે તો સાચું આત્મિક સુખ ગણાયજો;
ધર્મ સેવનથી એ સુખ સાચું સાંપડે,
ધર્મ વગરનું જીવન એળે જાયજો. સુખનું૦ ૪
ધર્મનું ફળ છે સુખ એ ઇચ્છે સહુ સદા,
પણ ન સેવે ધર્મને જો કોઇ કાળજો;
તો સુખ સાચું સાંપડશે કયાંથી અરે,
માટે બાંધો પાણી પહેલાં પાળજો. સુખનું૦ ૫

## દુહા

ચેતન તેં એવી કરી, જેસી ન કરે કોય,
વિષયા રસને કારણે, સ્વરસ બેઠો ખોય. ૧
જરા આવી જોબન ગયો, શીર પલીયા તે કેશ,
લઘુતા તો છોડી નહી, ન કર્યો ધર્મલવલેશ. ૨
રાત ગમાઇ સોવતે, દીવસ ગમાયા ખાય,
હીરા જેસા મનુષ્ય ભવ, કવડી બદલે જાય ૩
માખી ચંદન પરિહરે, દરમલ ઉપર જાય,
મુરખ ધર્મ ન સાંભલે, ઉંધે કે ઉઠ જાય ૪
સંગત બીચારી કયા કરે, હૃદય ભયે કઠોર,
નવ નેજા પાણી ચઢે, પત્થર ન ભીજે કોર. ૫
લક્ષ્મી કોની થઇ નથી, થાશે નહી કો દીન,
ધર્મ મારગે વાપર્યું તે થાશે તુજ ધન. ૬
ક્રોડપતી મુકી ગયા, કોડી ન ગઇ તે સાથ,
હાથે તે સાથે થશે. મિથ્યા બીજી વાત. ૭
ચાર ઘડી રાત્રી પાછલી, સૂર્ય ઉદય પર્યંત.
બ્રહ્મ મૂહુર્ત તે જાણવું. ભજન ધ્યાન ભગવંત. ૮

પનરશે તાપસ પારણેરે, ખીર ખાંડ ઘૃત પૂર;
અમિય જાસ અંગુઠડોરે, ઉગ્યો તે કેવલસૂર. જયં૦ ૬
દીવાળી દિન ઉપન્યુંરે, પ્રભાતે કેવલ નાણ;
અક્ષિણલબ્ધિ તણોઃ ધણીરે, નામે તે સફળ વિહાણ. જયં૦ ૭
પચાસ વરસ ઘરવાસમાંરે, છદ્મસ્થાએ ત્રીશ;
બાર વરસા લગે કેવળીરે, બાણું તે આયુ જગીશ. જયં૦ ૮
ગૌતમ ગણધર સારિખારે, શ્રી વિજયસેન સૂરિશ;
શ્રી ગુરૂચરણ પસાઉલેરે, ધીર નમે નિશદિશ. જયં૦ ૯

—:: થોયો ::—

## श्री सीमंधरजिनस्तुति.

वंदे पुव्वविदेहभूमिमहिलालंकारहारोवमं ।
देवं भत्तिपुरस्सरं जिणवरं सीमंधर सामियं ॥
पाया जस्स जिणेसरस्स भवभीसंदेहसंतासणा ।
पोआमा भवसारम्मि निवडन्ताणं जणाणं सया ॥१॥
तीआणागयवट्टमाण अरिहा सव्वेवि सुक्खावहा ।
पाणीणं भवियाण सन्तु सययं तित्थंकरा ते चिरं ॥
जेसिं मेरुगिरिम्मि वासवगणा देवंगणा संगया ।
भत्तीए पकुणंति जम्मणमहं सोवणकुम्माइहिं ॥२॥
निस्सीमामलनाणझाणगयणो सम्मोहनिन्नासणो ।
जोनीमेसरयत्थसत्थकलणे आइच्चकप्पो फुडो ॥
सिद्धन्तं भविया सरन्त हिअए तं बारसङ्गीगयं ।
नाणाभेयनयावलीहि कलियं सव्वण्णुणा भासियं ॥३॥
जे तित्थंकरपायपंकजवणासे चिक्करोलंबया ।
सव्वाणं जिणभत्तयाण अणिसं सोहिग्गकल्लेरया ॥

અવિનહ વાગરણા કહ્યા, અજિણ જિણ સંકાસા રે;
ધર્મરત્ન પદ આપજો, મુજ મન મોટી આશા રે. ધનધન. ૫

## ૪. શ્રી શાંતિજિન સ્તવન.

શાંતિ જિનેશ્વર સાહિબ વંદો, અનુભવ રસનો કંદો રે;
મુખ મટકે લોચનને લટકે, મોહ્યા સુર નર વૃન્દો રે. શાં.
આંબે મંજરી કોયલ ટહુકે, જલદ ઘટા જેમ મોરા રે;
તેમ જિનવરને નિરખી હું હરખું, વળી જેમ ચંદ ચકોરા રે. શાં.
જિન પડિમા શ્રી જિનવર સરખી, સૂત્ર ઘણાં છે સાખી રે;
સુરનર મુનિવર વંદન પૂજા, કરતા શિવ અભિલાષી રે. શાં.
રાયપસેણીમાં પડિમાં પૂજી, સૂર્યાભ સમકિતધારી રે,
જીવાભિગમે પડિમાં પૂજી, વિજયદેવ અધિકારી રે શાં. ૪
જિનવર બિંબ વિના નવી વંદું, આણંદજી એમ બોલે રે;
સાતમે અંગે સમકિત મૂળે, અવર કહ્યા તસ તોલે રે. શાં.
જ્ઞાતાસૂત્રમાં દ્રૌપદી પૂજા, કરી શિવ સુખ માંગે રે;
રાય સિધારથ પડિમા પૂજી, કલ્પસૂત્રમાં રાગે રે. શાં.
વિદ્યાચરણ મુનિવર વંદી, પડિમા પંચમે અંગે રે;
જંઘાચારણ વિશમે શતકે, જિનપડિમા મન રંગે રે. શાં.
આર્ય સુહસ્તિ સૂરિ ઉપદેશે, સાચો સંપ્રતિ રાય રે;
સવા ક્રોડ જિનબિંબ ભરાવ્યા, ધન ધન તેહની માય રે. શાં.
મોકલી પ્રતિમા અભયકુમારે, દેખી આર્દ્રકુમાર રે;
જાતિ સમરણે સમકિત પામી, વરીયા શિવ વધૂ સાર રે. શાં.
ઈત્યાદિક બહુ પાઠ કહ્યા છે, સૂત્ર માંહી સુખકારી રે;
સૂત્ર તણો એક વરણ ઉત્થાપે, તે કહ્યા બહુલ સંસારી રે. શાં.
તે માટે જિન આણા ધારી, કુમતિ કદાગ્રહ વારી રે;
ભક્તિ તણા ફળ ઉત્તરાધ્યયને, બોધિબીજ સુખકારી રે. શાં.

તું આતમ અલવેસરૂરે લાલ, રખે તુજ વિરહો થાયરે. જિ૦ ૧
તુજ વિરહો કેમ વેઠીએરે ? લાલ, તુજ વિરહો
દુઃખદાયરે જિ૦
વિરહ તે કેમ વેઠાયરે ? જિ૦ ક્ષણ વરસાં સો થાયરે જિ૦
વિરહ તે મોટી બલાયરે જિ૦ તુજ૦
તુજ પાસે જે આયવું રે લાલ. પહેલાં ન આવે તું દાયરે જિ૦
આવ્યા પછી તો જાયવું રે લાલ, તુજ ગુણ રસે ન મેહાયરે. જિ૦ ૨
ન મિલ્યાનો ધોખો નહીરે લાલ, જસ ગુણનું નહી નાણુરે જિ૦
મળિયા ગુણ કળિયા પછીરે લાલ, વિછુરત જાયે પ્રાણુરે જિ૦ તુ૦ ૩
જાતિઅંધને દુઃખ નહીરે લાલ, ન લહે નયનનો સ્વાદરે જિ૦
નયનસ્વાદ લહી કરીરે લાલ, હાર્યાં ને વિખવાદરે જિ૦ તુ૦ ૪
બીજે પણ કિહાં નવિ ગમેરે લાલ, જિણે તુજ વિરહ ખમાયરે જિ૦
માલતી-કુસુમે મોહિયોરે લાલ. મધુપ કરીરે ન જાયરે જિ૦ તુ૦ ૫
વનદવદાધાં રૂંખડાંરે લાલ, પાલ્હવે વળી વરસાતરે જિ૦
તુજ વિરહાનળના બળ્યારે લાલ, કાળ અનંત ગમ નરે જિ૦ તુ૦ ૬
ટાઢક રહે તુજ સંગમાંરે લાલ, આકુળતા મિટિ જાયરે જિ૦
તુજ સંગે સુખ પામો સદારે લાલ, માનવિજય-ઉવઝ.યરે જિ૦ તુ૦ ૭

---

## ૯. શ્રી સિદ્ધચક્રનું સ્તવન.

ઓ ભવિ પ્રાણી રે સેવો, સિદ્ધચક્ર ધ્યાન સમો નહિ મેવો, ઓ૦
જે સિદ્ધચક્રને આરાધે, તેની કીર્તિ જગમાં વાધે. ૧
પહેલે પદે રે અરિહંત, બીજે સિદ્ધ બુદ્ધ ધ્યાન મહંત,
ત્રીજે પદે રે સૂરીશ્વર, ચોથે ઉવઝાય ને પાંચમે મુનીશ્વર. ૨
છઠ્ઠે દર્શન કીજે, સાતમે જ્ઞાનથી થિર સુખ લીજે,
આઠમે ચારિત્ર પાળો, નવમે તપથી મુક્તે જાઓ. ૩

બાહ્ય અભ્યંતર તપ તે સંવર, સમતા નિર્જરા હેતુજી,
તે તપ નમીએ ભાવ ધરીને, ભવસાગરમાં સેતુ. ભવિ૦ ૧૦
એ નવપદમાં પણ છે ધર્મી, ધર્મ તે વરતે ચારજી,
દેવગુરૂ ને ધર્મ તે એહમાં, દો તીન ચાર પ્રકાર. ભવિ૦ ૧૧
મારગદેશક અવિનાશીપણું, આચાર વિનય સંકેતજી,
સહાયપણું ધરતા સાધુજી, પ્રણમો એહીજ હેતે. ભવિ૦ ૧૨
વિમળેશ્વર સાંનિધ્ય કરે તેહની, ઉત્તમ જે આરાધેજી,
પદ્મવિજય કહે તે ભવિ પ્રાણી, નિજ આતમ હિત સાધે. ભવિ૦૧૩

## ૧૧ શ્રી વીશ સ્થાનકનું સ્તવન.

હાંરે મારે પ્રણમું સરસ્વતી માગું વચન વિલાસજો,
વીસે રે તપ સ્થાનક મહિમા ગાઈશું રે લોલ;
હાંરે મારે પ્રથમ અરિહંત પદ લોગસ્સ ચોવીસ જો,
બીજે રે સિદ્ધ સ્થાનક પન્નર ભાવશું રે લોલ. ૧
હાંરે મારે ત્રીજે પવયણશું ગણશો લોગસ્સ સાત જો,
ચઉથે રે આયરિયાણં છત્રીસનો સહી લોલ;
હાંરે મારે થેરાણંપદ પાંચમે દશ ઉદાર જો,
છઠ્ઠે રે ઉવજ્ઝાયાણં પચવીશનો સહી રે લોલ. ૨
હાંરે મારે સાતમે લોએ સવ્વ સાહુ સત્તાવીશ જો,
આઠમે નમો નાણસ્સ પંચે ભાવશું રે લોલ;
હાંરે મારે નવમે દરિસણ સડસઠ મનને ઉદાર જો,
દશમે નમો વિણયસ્સ દશ વખાણી રે લોલ. ૩
હાંરે મારે અગીઆરમે નમો ચારિત્તસ્સ લોગસ્સ સત્તર જો,
બારમે નમો બંભસ્સ નવગુણે સહી રે લોલ;
હાંરે મારે કીરિયાણંપદ તેરમે વળી પચવીસ જો,
ચઉદમે નમો તવસ્સ બાર ગુણે સહી રે લોલ. ૪

અગુરૂ લઘુ અવગાહના નામે વિકસે વદન.
શ્રી શુભવીરને વંદતાં રહીયે સુખમાં મગન. સિદ્ધ

## સિદ્ધાચળજીનું સ્તવન.

કરજોડી કહે કામની, લલનાં ॥ લલહો પ્રીતમ૦ ધાર ॥ એ ગિરીવારૂરે ॥ લલના ॥ સફળ કરો લઇ આપણે ॥ લ૦ ॥ લલહો માનવનો અવતાર ॥ એ ગિરી૦ ૧ ॥ નવલખ ટીકો શું કરો ॥ લ૦ ॥ લલહો સજવાડા જોડાવ ॥ એ ગિરી૦ ॥ સુનંદાનો નાહલો ॥ લ૦ ॥ લલહો ત્રિભુવન તિલક લેટાવ ॥ એ ગિરી૦ ૨ ॥ અજિતસેનાદિક જીનવરા લ૦ ॥ લલહો મુક્તિ ગયા ઈણ ઠામ ॥ એ ગિરી૦ જીનતનું ફરસી ભૂમિકા ॥ લ૦ ॥ લલહો સિદ્ધ અનંતનું ઠામ ॥ એ ગિરિ૦ ॥ ૩ ॥ ઈણ ચોવીશી સિદ્ધાચળે ॥ લ૦ ॥ લલહો નેમ વિના ત્રેવીશ ॥ એ ગિરી૦ ॥ ભાવિ ચોવીશી આવશે ॥ લ૦ ॥ લલહો પદ્મનાભાદિ જગીશ ॥ એ ગિરી૦ ॥ ૪ ॥ આદિ જીણંદ સમોસર્યા ॥ લ૦ ॥ લલહો પૂર્વ નવાણુંવાર ॥ એ ગિરી૦ ॥ ચોમાસુ અજીત-જીનેશ્વરૂ ॥ લ૦ ॥ લલહો શાંતિ ચોમાસું સાર ॥ એ ગિરી૦ ૫ ॥ પંચ ક્રોડ પરિવારસ્યુ ॥ લ૦ ॥ લલહો રિષભસેન પુંડરિક ॥ એ ગિરી૦ ચૈત્ર પૂનમ શિવ સંપદા ॥ લ૦ ॥ લલહો પામી થયા નિરભિક ॥ એ ગિરી૦ ૬ ॥ કાર્તિક પૂનમે કામિત વર્યા ॥ લ૦ લલહો દ્રાવિડ વારખીલ્ય દોય ॥ એ ગિરી૦ ॥ દશક્રોડ મુની મહંતસ્યુ ॥ લ૦ ॥ લલહો પ્રણમી પાતિક પોય ॥ એ ગિરી૦ ૭ ॥ નમી વિનમી વિદ્યાધરા ॥ લ૦ ॥ લલહો બે કોડી મુનિ સંઘાત ॥ એ ગિરી૦ ॥ ફાગણ શુદ દશમી દીને ॥ લ૦ ॥ લલહો કીધો એ કર્મનો ઘાત ॥ એ ગિરી૦ ૮ ॥ રિષભ વંશી નૃપતિ ઘણા

લાંબુ ટુંકુ હું કાંઇ જાણું નહિ,
ત્રીભુવન નાયક તહારા ઘરનું ગુજ્જો.
વિનતડી. ॥ ૧ ॥
પેલા છેલા ગુણઠાણાનો આંતરો,
તુજ મુજ માહે આભેહુબ દેખાય જો;
અંતર મેરૂ સરસવ બીંદુ સંધુનો;
શી રીતે હવે ઉભય સંધ સધાયજો.
વિનતડી. ॥ ૨ ॥
દોપ અહારે પાપ અઢારે તેં તજ્યાં,
ભાવ દીશા પણ દુરે કીધ અઢારજો;
સઘળા દુર્ગુણ પ્રભુજી મેં અંગીકર્યા,
શી રીતે હવે થાઉં એકાકારજો.
વિનતડી. ॥ ૩ ॥
ત્રાસ વીના પણ આણા માને તાહરી,
જડ ચેતન જે લોકાલોક મંડાણજો,
હું અપરાધી તુજ આણા માનું નહિ,
કહો સ્વામી કીમ પામું નિર્વાણજો.
વિનતડી. ॥ ૪ ॥
અંતરમુખની વાતો વીસ્તારી કરૂં,
પણ બીનરમાં કોદો આપોઆપજો;
ભાવ વીનાની ભક્તિ લુખી નાયજી,
આશિષ આપો, કાપો સઘળાં પાપજો
વિનતડી. ॥ ૫ ॥
યાદૃશ આણા સુક્ષ્મતર પ્રભુ તાહરી,
—— કૃપે મુ [illegible] ચેન [illegible]
મારી [illegible] શી